શ્રી પદ્મનન્દ્યાચાર્યવિરચિત

# અનિત્ય પંચાશત્

હિન્દી પરથી

ગુજરાતી અનુવાદક,

ભાયાણી હરિલાલ જીવરાજભાઈ

ભાવનગર-કાઠિયાવાડ


પ્રકાશક,

**શેઠ પોપટલાલ વીકમશી**

નાગપુર

પ્રથમાવૃત્તિ વીર સં. ૨૪૭૩ વિ સં ૨૦૦૩ મૂલ્ય

૧૫૦૦ વિવેકપ્રાપ્તિ

ઇ સં ૧૯૪૭

જેને મૃત્યુની સાથે મિત્રતા હોય અથવા જે મૃત્યુથી ત્યાગી છૂટી શકે તેમ હોય અથવા 'હુ નહિ જ મરૂં' એમ જેને નિશ્ચય હોય તે ભલે સુખે સૂવે.

દેહધારી આત્મા પથી છે અને દેહ એ ઝાડ છે; આ દેહરૂપી ઝાડ નીચે જીવરૂપ પથી-વટેમાર્ગુ થાક લેવા બેઠો; તે પથી ઝાડને જ પોતાનુ કરી માને એ કેમ ચાલે?

શ્રીમદ્ રાજચંદ્ર.

स्वयमेव विनश्यति शोककलिर्जननस्थितिभङ्गविदो गुणिनः ।
नयनोत्थजलेन च मध्यधियो मरणेन जघन्यमतेर्भविनः ॥

અર્થ —ઉત્પત્તિ, સ્થિતિ અને લયની પરિપાટિને સમજનાર ગુણીજનનો શોક તો સ્વયં નષ્ટ થઈ જાય છે, મધ્યમ બુધ્ધિમાનનો શોક આંખમાંથી બે-ચાર આંસુ ખાળવાથી શાંત થાય છે, પરંતુ જઘન્ય મતિમાનનો શોક તો મરણ સાથે જ જાય છે.

श्री अमितगति आचार्य ।

# સમર્પણ

અધ્યાત્મજ્ઞાનના પ્રેમી, સત્પથાનુગામી, ગુણગ્રાહી,
શાન્ત સ્વભાવી, પરોપકારી, વિશ્વદર્શનરૂપ જૈન ધર્મના
પ્રચારમાં સવિશેષ ઉદ્યમી, બાલ બ્રહ્મચારી
પરમ કૃપાળુ પૂજ્ય સદ્ગુરુદેવ

**શ્રી કાનજી સ્વામીના**

કરકમલમાં

તેમના અનેક સદ્ગુણોમાં અનુરક્તદ્વારા શ્રી પદ્મનન્દ્યા-
ચાર્યવિરચિત 'અનિત્યપંચાશત્' નામક પ્રકરણનો
આ ગુજરાતી અનુવાદ સાદર સમર્પણ.

૨૪૭૩ ફાલ્ગુન શુક્લ ૧
શ્રી કુન્દકુન્દપ્રવચનમંડપોદ્ઘાટન
સોનગઢ.

સંતસેવક,
ભાયાણી હરિલાલ જીવરાજભાઈ

# નિવેદન

ભાઈશ્રી કાન્તિલાલ શિવલાલભાઈ રાયચંદભાઈ ગાંધીએ પોતાની માતુશ્રીના સ્મરણાર્થે જ્ઞાનદાનમા ત્રણસો રૂપિયા વાપરવાની ઇચ્છા દર્શાવી એક પુસ્તક લખી આપવાની માંગણી કરી. મારી પાસે અનિત્યપચાશત્ પ્રકરણનો અનુવાદ હતો તે મેં તેમને બતાવ્યો; તે તેમને ગમ્યો આ પ્રદેશમા શોક જરા લાંબા સમય સુધી પહોંચે છે તેથી લખાણને યથશક્તિ વિસ્તાર્યું આ જોઇ ભાઈશ્રી કામદાર ભીખાલાલ વર્ધમાન-ભાઇ ગઢડાવાળાને પોતાની સ્વ૦ પત્ની શાન્તા બેનના સ્મર-ણાર્થે આ પુસ્તક-પ્રકાશનમા એકસોએક રૂપિયા વાપરવાની ઉમેદ થઇ; મોઘવારીના સમયમા આટલી રકમથી પૂરૂ થાય તેમ નહોતુ, તેથી મારી પાસે શેઠ પોપટલાલ વીકમશીના આવા જ્ઞાનપ્રચાર નિમિત્તમા વાપરવાને પડી રહેલા રૂા. ૧૦૦) હતા તેનો આમા વ્યાજસહ ઉપયોગ કર્યો. તે ઉપરાત ખારા મૂળજીભાઈ ભગવાનજી અમરેલીવાળાએ પોતાના સામાયિક સૂત્રના વેચાણની ઉત્પન્ન રકમનો ઉપયોગ મારી પસદગી અનુસાર વાપરવાની સમ્મતિ દર્શાવવાથી લગભગ રૂા ૯૦) આમાં વાપરી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

શોકશમનનું એક પુસ્તક 'પરલોકપ્રકાશ' થોડા વર્ષ પહેલા બે આવૃત્તિદ્વારા પ્રગટ થયેલ છે. તે પછી જૈન શાસ્ત્રાનુ-સાર તૈયાર કરેલ આ બીજુ પુસ્તક કાઠિયાવાડમા પ્રગટ થતું હોય તેમ લાગે છે. તે વાચકો અને શ્રોતાઓને અંશતઃ શાન્તિ આપશે તો લીધેલ શ્રમ સફળ થશે.

# પ્રસ્તાવના

આ 'અનિત્યપંચાશત્' શ્રી પદ્મનન્દિ મુનિવિરચિત 'શ્રી પદ્મનન્દિ પંચવિંશતિકા' ગ્રંથનું ત્રીજું પ્રકરણ છે. શ્રી પદ્મનન્દિ નામના અનેક મુનિ, * આચાર્ય, ભટ્ટારક થઇ ગયા છે, એમ 'જૈન સાહિત્ય ઔર ઇતિહાસ' નામક ગ્રંથના વાંચન પરથી જણાય છે. જૈન ઇતિહાસની પૂરી સામગ્રીના અભાવે આ ગ્રંથના કર્તા સંબંધી ખાસ ઇતિહાસ મળતો નથી.

એક જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ નામનો પ્રાકૃત ભાષાનો કરણાનુયોગ વિષયનો ગ્રંથ છે તેની પ્રશસ્તિમાં લખ્યા મુજબ તે ગ્રંથના કર્તા શ્રી પદ્મનન્દિ મુનિ છે અને તે આ જ છે તેમ વિદ્વાનોનુ માનવુ છે આ ગ્રંથ તેઓશ્રીએ બારાનગરમા, શક્તિ ભૂપાલના સમયમા લખ્યો છે શ્રી પદ્મનન્દિ મહારાજે તેની પ્રશસ્તિમાં પોતાના ગુરુ શ્રી વીરનન્દિની, જૈન ભૂપાલ શક્તિની અને બારાનગર શહેરની પ્રશંસા કર્યા ઉપરાંત પોતાની લાયકાત દર્શાવી છે. આટલી હકીકત પરથી તેમનો સમય નિર્ણય કરવાનો રહે છે

૧ શ્રી કુન્દકુન્દાચાર્ય રચિત નિયમસાર ગ્રંથ પર સંસ્કૃત તાત્પર્ય વૃત્તિ લખનાર શ્રી પદ્મપ્રભમલધારી દેવે તે ગ્રંથના શુદ્ધ ભાવ અધિકાર પર વૃત્તિ લખતા શ્રી પદ્મનન્દિ પંચવિંશતિકા ગ્રંથના 'એકત્વ સપ્તતિ' પ્રકરણના + શ્લોકો ઉદ્ધૃત કર્યા છે આ પરથી એટલો નિર્ણય કરી શકાય કે શ્રી પદ્મનન્દિ મુનિ, શ્રી પદ્મપ્રભમલધારી મુનિ પહેલાના દીક્ષિત મુનિ હતા"

---

* શ્રી દિગંબર સમાજ જેના પ્રત્યે પૂજ્યબુદ્ધિથી સદા જોઈ રહ્યો છે એ 'શ્રી કુન્દકુન્દાચાર્યનુ એક નામ 'શ્રી પદ્મનન્દિ' પણ હતું.

+ શ્લોક નં—૭૯, ૧૪.

૨ મદ્રાસ પ્રાન્તના પટશિવપુરમ્ ગ્રામમાં એક સ્તંભ પર * પશ્ચિમી ચાલુકય રાજા ત્રિભુવનમલ્લ સોમેશ્વર દેવના સમયનો શક સંવત ૧૧૦૭ [ વિક્રમ સંવત ૧૨૪૨ ] નો એક લેખ (નં. ૨૮) છે, તેમાં લખ્યું છે કે 'જ્યારે આ જૈન મન્દિર બનાવવામાં આવ્યું હતું ત્યારે શ્રી પદ્મપ્રભમલધારી દેવ અને તેમના ગુરુ શ્રી વીરનન્દિ સિધ્ધાન્તચક્રવર્તી વિદ્યમાન હતા'

૩. વળી શ્રી પદ્મપ્રભ મલધારી દેવે પ્રથમોક્ત સંસ્કૃત તાત્પર્યવૃત્તિના પ્રારંભમાં અને પાંચમા અધ્યાયના અંતમાં શ્રી વીરનન્દિ આચાર્યના ગુણગ્રામ કરી વન્દના કરી છે

૪. પ્રથમ દર્શાવી ગયા મુજબ શ્રી પદ્મનન્દિ મુનિએ પણ જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ગ્રંથની પ્રશસ્તિમા પણ શ્રી વીરનન્દિ આચાર્યની પ્રશંસા સહ વન્દના કરી છે

ઉપરોક્ત સમય અને સંયોગો પરથી બન્ને વીરનન્દિ આચાર્ય એક જ હોય તો એવા નિર્ણય પર આવવુ પડે છે કે શ્રી પદ્મનન્દિ મુનિ અને શ્રી પદ્મપ્રભમલધારી દેવ ગુરુભાઈ હતાં.

આથી તેઓ સમકાલિન હોઈ આ બન્ને વચ્ચે થોડા વર્ષનો અંતર હોય. પણ શ્રી પદ્મનન્દિ મુનિ પ્રથમ દીક્ષિત મુનિ હતા અને લગભગ વિ. સં ૧૨૦૦ પહેલાં હતા એટલુ તો ચોક્કસ છે. શ્રી પદ્મનન્દિ આચાર્ય મહારાજે આ * પંચવિંશતિકા ને જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ ઉપરાંત ચરણસાર અને ધર્મરસાયન નામના બીજા બે ગ્રંથો પ્રાકૃત ભાષામા રચેલા છે.

બારમી સદીમાં થયેલા આ વિદ્વાન આચાર્યે દિગંબર અવસ્થાએ વનમાં રહી કરુણાબુધ્ધિએ આ અમૂલ્ય ગ્રંથ લખ્યો -

---

* સ્વ૦ બ્રહ્મ૦ શીતલપ્રસાદજી સમ્પાદિત મદ્રાસ, મૈસુર પ્રાન્તકે પ્રાચીન જૈન સ્મારક.

છે. આ ગ્રંથદ્વારા આત્મહિતકર ધર્મોપદેશ આપી જનસમૂહ પર પરમ ઉપકાર કર્યો છે.

સ્વ૦ પરમ કૃપાળુ પરમ ઉપકારી સદ્‌ગુરુદેવ શ્રીમદ્ રાજચંદ્રજીએ આ ગ્રંથને વનશાસ્ત્ર કહ્યુ છે અને સત્શ્રુતની યાદીમા આ ગ્રંથની ગણતરી કરી પ્રતિષ્ઠા સ્થાપી છે.

પદ્મનન્દિ-પંચવિંશતિકા ગ્રંથના પઠનથી જિજ્ઞાસુ જૈન ધર્મનો જાણકાર થાય છે, તે ઉપરાંત પોતાના આત્માનુ પરમ કલ્યાણ કરી શકે છે એવા ઉત્તમ ગ્રંથમાનુ આ 'અનિત્ય પંચાશત્' નામક પ્રકરણ, આત્મ-જિજ્ઞાસુઓને, અજ્ઞાની પામર જીવોને તેમજ શોકસંતપ્ત હૃદયોને સુપથ-દર્શક થાય તે ઉદ્દેશથી પ્રસિધ્ધ કરવાની પસંદગી કરી છે.

ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ આદિના પ્રસંગે ગમે તેવુ શોકસંતપ્ત હૃદય બન્યુ હોય, પણ આ 'અનિત્ય પંચાશત્' એક વાર લક્ષપૂર્વક વાચવામાં આવે તો ખૂબ શાન્તિ પ્રાપ્ત થઇ જાય છે. તેના પઠનથી ઉદાસીનતા તથા ખેદ દૂર થઈ ચિત્તમાં પ્રસન્નતા અને સરસતા આવી જાય છે; સંસાર, દેહ, ભોગના સ્વરૂપનુ જ્ઞાન થઇ હૃદયમાં વિવેક-બુદ્ધિ જાગ્રત થાય છે સંસારી જનોને તેમની ભૂલો માલૂમ પડી જાય છે અને તેમનામા ધૈર્ય તથા પુરુષાર્થની માત્રા વૃદ્ધિને પામે છે, જે લોકો શોક-સંતાપમા આત્મસમર્પણ કરી પોતાના ધર્માર્થાદિ પુરુષાર્થો ખોઇ બેસે છે-અકર્મણ્ય બની જાય છે. મહિનાઓ સુધી રોવે-કૂટે છે અને આ પ્રકારે પોતાના શારીરિક, તથા માનસિક બળને ક્ષતિ [હાનિ] પહોંચાડી પોતાનુ જીવન એક પ્રકારે દુઃખમય બનાવી દે છે તેમના માટે આવા

+ આ પંચવિંશતિકામાં પણ શ્રી ઋષભજિન સ્તોત્ર અને શ્રી જિનેન્દ્ર સ્તોત્ર પ્રાકૃત ભાષામા રચેલાં છે.

ગ્રંથોનો પરિચય ઘણો જ ઉપયોગી છે; તેવા આત્માઓને તેમનું દુઃખ દૂર કરવામાં અને પોતાની આત્મજાગૃતિ કરવામાં આ પ્રકરણ સહાયક જ છે.

જૈનેતર સમાજમાં સ્વજનના મૃત્યુ બાદ ગરુડપુરાણ, કુરાન આદિ ગ્રંથો વાચવામા આવે છે તેવી રીતે જૈન સમાજમાં આવા ગ્રંથોનું વાચન કરવા-કરાવવાની જરૂર છે. આથી શોક શમે છે અને હૃદય વૈરાગી બને છે, તેવા પ્રસંગે એકત્ર થઈને થતા નિંદા-કુથલીના પ્રસંગો બંધ પડે છે ને તેના બદલે પવિત્ર વિચારો સ્ફુરે છે, દાન-શીલ-તપ-ભાવ પ્રત્યે રુચિ વૃદ્ધિને પામે છે, અર્થાત્ અશુભ ભાવ મટી શુભ ભાવ ઉત્પન્ન થાય છે. માટે આવા શોકશમનકારક ગ્રંથોની જૈન સમાજમા પ્રચાર થવાની બહુ આવશ્યકતા છે.

આ ગ્રંથની ભાષા સંસ્કૃત હોવાના કારણે સમાજ ઘણાં વર્ષો સુધી તેના લાભથી પ્રાયઃ વંચિત હતો. એ જાણી લગભગ ૪૪ વર્ષ પહેલાં આ પરમોપકારી પ્રકરણનો હિન્દી પદ્યાનુવાદ શ્રીયુત પંડિત જુગલકિશોર મુખ્તારે રચ્યો હતો; અને પંડિત શ્રી નાથુરામ પ્રેમીજીએ પ્રકાશિત કર્યો હતો; તેનું સંશોધિત, પરિવર્તિત અને ભાવાર્થ સહ સંવર્ધિત હિન્દી સંસ્કરણ લગભગ બે વર્ષ પહેલાં પંડિત શ્રી જુગલકિશોરજીએ પ્રગટ કર્યું છે, તે અનુવાદમાં મૂળ વસ્તુ છૂટી ન જાય, આચાર્ય મહોદયના કહેલા ભાવ બરાબર સચવાઈ રહે અને અનુવાદની ભાષા સરલ રહે તે બાબતનુ તેમણે ધ્યાન રાખ્યુ છે; તે તૈયાર સામગ્રીનો આ* ગુજરાતી અનુવાદ છે તે

* આવો એક ગુજરાતી અનુવાદ શ્રીયુત માણેકી મોતીલાલ ત્રીકમદાસ તરફથી વિ. સં. ૧૯૬૬ માં પ્રસિદ્ધ થયેલ છે, તેમજ બે મરાઠી ભાષાંતર મરાઠી પદ્યાનુવાદ સહ પણ થયેલા છે.

કરવામાં કેવી સફલતા પ્રાપ્ત થઇ છે તે વિચારવાનું વિદ્વાન પાઠકો પર છોડું છું પરંતુ આ અમૃત ભોજન પીરસવાનો યશ તો શ્રીયુત પંડિત જુગલકિશોર મુખ્તારને ઘટે છે.

આ પુસ્તક સંસ્કૃત, હિન્દી અને ગુજરાતી ભાષાના અભ્યાસીને ઉપયોગી થવા માટે આમાં મૂળ શ્લોક, પં૦ શ્રી જુગલકિશોર રચિત હિન્દી પદ્યાનુવાદ અને તેમના હિન્દી ભાવાર્થનો ગુજરાતી અનુવાદ દાખલ કરેલ છે.

વિશેષમાં આ ગ્રંથની વસ્તુને સમૃધ્ધ કરવા નિમિત્તે તથા વાચકોને વધુ દિવસો સુધી શોકશમનકારક બોધામૃત મળવા નિમિત્તે પ્રાચીન તેમજ અર્વાચીન અધ્યાત્મી આચાર્ય મહારાજો ને વિદ્વજ્જનો-કથિત સદુપદેશના અવતરણો પુસ્તકમાં તથા પાદ-ટિપ્પણમાં ઉમેર્યાં છે

આ પ્રકરણ તૈયાર કરતી વખતે શ્રીમાન હીરાચંદ નેમચંદ દોશી સંપાદિત તથા પં૦ શ્રી ગજાધરલાલ જૈન ન્યાયશાસ્ત્રી સંપાદિત શ્રી પદ્મનન્દિ પંચવિંશતિકા ગ્રંથની સહાય લીધી છે.

પં૦ શ્રી જુગલકિશોરજીએ આ ગુજરાતી અનુવાદ પ્રગટ કરવાની સમ્મતિ આપ્યા ઉપરાંત પ્રેમપૂર્વક એક નકલ વિશેષ સંશોધિત કરીને મોકલવા તસ્દી લીધી છે તે બદલ તેમનો હૃદયપૂર્વક ઉપકાર માનું છું

પૂજ્ય મુરબ્બી ભાઇશ્રી રામજીભાઇ માણેકચંદ દોશીએ આ પુસ્તક સાદ્યંત જોઈ જવા પ્રેમપૂર્વક તસ્દી લીધી છે, આથી આચાર્ય દેવના મનનીય શાસ્ત્રોક્ત ભાવો [આશયો] સચવાઇ રહ્યા છે એ માટે મને બહુ આનંદ થાય છે

પ્રાકૃત ભાષાના વિદ્વાન શ્રી અમૃતલાલ ગોપાણી આ પુસ્તક જોઇ ગયા છે તેથી શ્લોકોમાં ભૂલો રહેવા સંભવ નથી, છતાં રહી હોય તો વાચક વર્ગ ક્ષમા કરે

તેવી પ્રાર્થના છે. વિશેષમાં આ પુસ્તકનું વાંચન લાંબો સમય ચાલે તે આશયથી પરમોપકારી કૃપાળુ દેવ શ્રી રાજચંદ્રે શારીરિક વેદના અંગે, મૃત્યુભયનિવારણ અંગે વચનામૃતો દ્વારા તથા પરિચયથી શોકસંતપ્ત કુટુંબોને દિલાસા-પત્રો દ્વારા સદ્‌બોધ આપ્યો છે તે અત્ર દાખલ કરેલ છે આ સંગ્રહ 'રાજ-પત્રાવલિ' શીર્ષકથી આ પુસ્તકમાં દાખલ કરેલ છે.

પ્રાસંગિક વિષયને અનુરૂપ ઉત્તમ ને ઉપયોગી હિન્દી કાવ્ય 'અનિત્યતા' જે અમુક વર્ષો પહેલા અનેકાંત માસિક વર્ષ બીજામાં પ્રગટ થયેલ છે ને જેના રચયિતા શ્રી શોભાચન્દ્ર ભારિલ્લ ન્યાયતીર્થ છે તેને સ્થાન આપ્યું છે.

અનિત્ય પચાશત્ અઠ્ઠાવનમા પૃષ્ઠે પૂર્ણ થઇ જતુ હતું તેથી તેને લગતો ચોથો ફરમો પૂરો કરવા માટે આ જ આચાર્ય દેવે રચેલ વૈરાગ્યપૂર્ણ 'બાર અનુપ્રેક્ષા [ભાવના]' ઉમેરી સદુ પદેશની વૃધ્ધિ કરી છે આશા છે કે આ પુસ્તકનુ મનનપૂર્વક વાચન, શ્રવણ વાચક અને શ્રોતાના હૃદય ઉપર એવો પ્રભાવ પાડશે કે તેમને સ્વજન પ્રત્યેના મોહવશાત્ થતા શોકસંતાપો શમાવશે એટલુ જ નહિ પણ વિષયવાસનાના ત્યાગ સહ જીવન-ધારાનુ પરિવર્તન કરવા અને આત્મોન્નતિ કરવા અંશતઃ પ્રેરણા આપશે છેવટમા શ્રી પદ્મનન્દિ આદિ આચાર્યોએ કરેલ સદુ-પદેશદ્વારા પરમોપકાર, વિદ્વજ્જનોએ દર્શાવેલ સહાનુભૂતિ, આપ્તજનોએ દર્શાવેલ પ્રેમ અને દાતાઓએ કરેલ લક્ષ્મીનો સદુપયોગ-તે સર્વ માટે સર્વનો હૃદયપૂર્વક આભાર માની વિરમુ છુ

સંત સેવક,

**ભાયાણી હરિલાલ જીવરાજભાઈ.**

पुरुषस्य विनश्यति येन सुखं वपुरेति कृशत्वमुपेत्यबलं ।
मृतिमिच्छति मूर्च्छति शोकवशस्त्यजतैनमतस्त्रिविधेन बुधाः ॥

અર્થ,—જે શોકને વશ પડવાથી, મનુષ્યના સુખનો નાશ થાય છે, શરીર કૃશ થાય છે, નિર્બળતા પગદંડો જમાવે છે, મૂર્છા આવે છે અને મરણને શરણ થવાની પ્રબળ ઇચ્છા થાય છે; તેથી હે બુધજનો ! મન, વચન અને કાયાથી શોકને ત્યાજ્ય ગણો

उदितः समयः श्रयतेऽस्तमयं कृतकः सकलो लभते विलयं ।
सकलानि फलानि पतन्ति तरोः सकला जलधिं समुपैति नदी ॥
सकलं सरसं शुषिमेति यथा सकलः पुरुषो मृतिमेति तथा ।
मनसेति विचिन्त्य बुधो न शुचं विदधाति मनागपि तत्त्वरुचिः ॥

અર્થ-ઉદય પામેલ દિવસ અવશ્ય અસ્તને પ્રાપ્ત થાય છે, જેની ઉત્પત્તિ છે તે સર્વ વિલયને પામે છે, વૃક્ષ પરના સર્વ ફળો ખરી પડે છે, સમસ્ત નદીઓ સાગરને મળે છે, જે રસાદ્ર છે તે સર્વ સુકાય છે તેમ, જે મનુષ્યો જન્મે છે તે અવશ્યમેવ મૃત્યુને પામે છે એમ [ સંસારની ઉત્પત્તિ-લય યુક્ત સ્થિતિનો ] મનથી વિચાર કરી તત્ત્વરુચિ બુધજન જરાપણ શોક કરતો નથી

यदि रक्षणमन्यजनस्य भवेद्यदि कोऽपि करोति बुधः स्तवनं ।
यदि किंचन सौख्यमथ स्वतनोर्यदि कश्चन तस्य गुणो भवति ॥
यदि वाऽऽगमनं कुरुतेऽत्र मृतः सगुणं भुवि शोचनमस्य तदा ।
विगुणं विमना बहु शोचति यो विगुणां स दशां लभते मनुजः ॥

યદિ અન્ય જનનુ રક્ષણુ થતું હોય વા કોઇ બુધજન પ્રશંસા કરતો હોય, યદિ પોતાના શરીરને કોઈ સુખ પ્રાપ્ત થતું હોય વા કોઈ સદ્ગુણની પ્રાપ્તિ થતી હોય, યદિ મરેલાં સજીવન થઈ પાછા આવતા હોય તો તો તે મનુષ્યનો શોક કરવો સાર્થક છે, પરંતુ આ માંહેલુ તો કાઇ બનતુ નથી. તેથી જે મનુષ્ય શુન્ય ચિત્તે વ્યર્થ બહુ શોક કરે છે તે નિર્ગુણ દશાને પ્રાપ્ત થાય છે

ददाति योऽन्यत्र भवे शरीरिणामनेकधा दुःखमसह्यमाद्दतं ।
इहैव कृत्वा बहु दुःखपद्धतिं स सेव्यते शोकरिपुः कथं बुधैः ॥

જે શોક, પરભવમા જીવોને અનેક પ્રકારના અસહ્ય દુઃખો ભોગવાવે છે અને આ ભવમા પણ બહુ દુઃખ આપે છે તે [બન્ને ભવમા દુખદાયી] શોક શત્રુને, ડાહ્યા પુરુષો શામાટે સેવે ? અર્થાત્ બુધજનો શોક કરતા નથી.

पूर्वोपार्जितपपाकवशतः शोकः समुत्पद्यते,
धर्मात्सर्वसुखाकराज्जिनमतान्नश्यत्ययं तत्त्वतः ।
विज्ञायेति समस्तदुःखसकलामूलो भवोर्वीरुहः,
संसारस्थितिवेदिभिर्बुधजनैः शोकस्त्रिधा त्यज्यते ॥

અર્થઃ—પૂર્વોપાર્જિત પાપકર્મવશ, કર્મની ઉત્પત્તિ થાય છે અને તે શોક, સમસ્ત સુખની ખાણરૂપ જિન ધર્મના અવલંબનથી અવશ્ય નષ્ટ થાય છે એમ તત્ત્વથી વિચારી, સંસારસ્થિતિના જાણનારા બુધજનો, સમસ્ત પ્રકારના દુઃખોના મૂળરૂપ, ભવ-વૃક્ષ સમાન શોકનો મન-વચન કાયાથી ત્યાગ કરે છે.

श्रीअमितगति आचार्य ।

# अनित्यता

[ ले० श्री शोभाचन्द्र भारिल्ल, न्यायतीर्थ ]

दहला[1] देता था वीरों को जिनका एक इशारा,
जिनकी उँगली पर नचता था यह भूमंडल सारा ।
थे कल तक जो शूरवीर रणधीर अभय सेनानी,
पड़े तड़पते[2] आज न पाते हैं चुल्लु[3]-भर पानी ! ॥ १ ॥

अमर मानकर निज जीवन को पर-भव हाय भुलाया,
चाँदी-सोने के टुकड़ो में फूला नहीं समाया ।
देख मूढता यह मानव की उधर काल[4] मुस्काया[5],
अगले पल ले चला यहाँपर नाम-निशान न पाया ! ॥ २ ॥

उच्छ्वासों के मिष से प्रतिपल प्राण भागते जाते,
बादल की-सी छाया काया पा कर क्या इठलाते[6] ?
कौन सदा रख सका इन्हें फिर क्या तू ही रख लेगा ?
पा यम का संकेत तनिक[7]-सा तू प्रस्थान करेगा ? ॥ ३ ॥

---

१ डरामणि. २ तरफड़ना. ३ खोबा. ४ यम. ५ हांसी करो. ६ अहंकार करे. ७ थोड़ाक-सहज.

बिजली की क्षण-भंगुर आभा[8] कहती देखो-आओ,
तेरे-मेरे जीवन में है कितना भेद बताओ ?
जल-बुद्-बुद् मानों दुनियां को अमर सीख देता है-
मौत तभी से ताक रही जब जीव जन्म लेता है ॥ ४ ॥

बड़े भोर[9] चहुँ[10] ओरो[11] ललाई[12] जो भू पर छाई थी,
नभ से उतर प्रभा दिनकर की मध्य दिवस आई थी।
सन्ध्या-राग रँगीला मन को तुरत मोहने वाला,
हाय ! कहाँ अब जब फैला है यह भीषण तम[13] काला ! ॥५॥

लहरें लोल[14] जलधि[15] है अपनी आज जहाँ लहराता,
हा ! संसार मरुस्थल[16] उसको थोड़े दिन में पाता !
मनहर कानन[17] में सौरभ-मय[18] सुंदर सुमन खिले हैं,
आँधी[19] के हलके झोंके[20] से अब वे धूल मिले हैं ! ॥ ६ ॥

है संसार सराय[21] जहाँ है पथिक आय जुट[22] जाते,
ले कर टुक[23] विश्राम राह[24] को अपनी-अपनी जाते।
जो आये थे गये सभी, जो आये हैं जाएँगे,

---

८ प्रभा. ९ प्रभात १० चारे ११ दिशा. १२ सुर्खी. १३ अंधकार. १४ सुंदर. १५ समुद्र. १६ रणप्रदेश. १७ वन. १८ सुगंधी १९ वाबाझोडु २० झोक.

२१ धर्मशाला. २२ एकत्र थाय छे २३ थोडोक २४ रस्ते.

अपने–अपने कर्मों का फल सभी आप पाएँगे ॥ ७ ॥
जीवन–तन–धन–भवन न रहि हैं, स्वजन–प्रान छूटेंगे,
दुनियॉके संबंध विदाई की वेला टूटेंगे ।
यह क्रम चलता रहा आदि से, अब भी चलता भाई,
संयोगों का एकमात्र फल–केवल सदा जुदाई ॥ ८ ॥
कोटि–कोटि कर कोट ओट[25]में उनकी तू छीप जाना,
पद–पद पर प्रहरी[26] नियुक्त करके पहरा बिठलाना ।
रक्षण–हेतु सदा हो सेन[27] सजी हुई चतुरङ्गी,
काल बली ले जाएगा ताकेंगे[28] साथी–सङ्गी ॥ ९ ॥
धन–दौलत का कहाँ ठिकाना, वह कब तक ठहरेगी ?
चारु[29] सुयश की विमल पताका क्या सदैव फहरेगी[30]?
पिता–पुत्र–पत्नी पोतो[31] का संग चार दिन का है,
फिर चिर–काल वियोग–वेदना–वेदन–फल इनका है ॥ १० ॥
जीवन का सौन्दर्य सुनहरा[32] शैशव[33] कहाँ गया रे ?
आंधी[34]–सा मतमाता यौवन भी तो चला गया रे !
अर्द्ध मृत्युमय बूढापन भी जाने को आया है,
हा ! सारा ही जीवन जैसे बादल की छाया है ! ! ॥ ११ ॥

---

२५ भोंयरामां. २६ पहेरेदार. २७ सेना. २८ जोई रहेशे. २९ उत्तम. १० फरकशे

३१ पौत्र ३२ सोनेरी ३३ बाल्यावस्था ३४. वावाझोडाथी व्यापेल अंधकार.



શ્રીપદ્મનન્દ્યાચાર્યવિરચિત

# અનિત્ય પંચાશત્

હિન્દી પદ્યાનુવાદ અને ગુજરાતી ભાવાર્થ સહ

## મંગલાચરણ

आर्या

जयति जिनो धृतिधनुषामिषुमाला भवति योगियोधानाम् ।
यद् वाक्करुणामय्यपि मोहरिपुप्रहतये तीक्ष्णा ॥ १ ॥

आर्याछन्द[1]

जिनके वचन करुण भी, शरगण हो मोह-शत्रु-नाशनको ।
धैर्य-धनुर्धर-योगी-सुभटोके जयहु सु-जिनदेव ॥ १ ॥

---

૧ આ છન્દના ચાર ચરણુમાં ક્રમશઃ ૧૨, ૧૮, ૧૨, ૧૫ માત્રાઓ હોય છે.

**ભાવાર્થ**—મોહ-શત્રુનો વિનાશ કરવા અર્થે જેમના કરુણ [દયામય] વચન પણ ધૈર્ય-ધનુષ ધારણ કરનાર યોગીરૂપ યોદ્ધાઓના તીક્ષ્ણ બાણસમૂહ બની જાય છે અર્થાત્ જેના અહિંસા ધર્માત્મક વચનોનો આશ્રય લઈ સમ્યક્ પ્રયોગ કરી યોગીજન પોતાના મોહશત્રુનો નાશ કરી નાખે છે તે શ્રી જિનદેવ-કર્મશત્રુઓના નાશ કરનાર શ્રી અર્હન્ત પ્રભુ-જયવન્ત હો-ભવ્યજનોના હૃદયમાં તેમનો પ્રભાવ સદાય અંકિત રહો. ૧.

**મનુષ્યદેહનું અનિત્યપણું —**

शार्दूलविक्रीडित छन्द

यद्येकत्र दिने न भुक्तिरथवा, निद्रा न रात्रौ भवेत्,
विद्रात्यम्बुजपत्रवद्दहनतोऽभ्याशस्थिताद्यद् ध्रुवम् ।
अस्त्रव्याधिजलादितोऽपि महसा, यच्च क्षयं गच्छति,
भ्रातः काऽत्र +शरीरके स्थितिमति,—र्नाशेऽस्य को विस्मयः ॥२॥

---

+શરીર સ્થિર નથી અને અનેક પ્રકારે ક્ષીણ થાય છે એવું કથન પરમ કૃપાળુ શ્રી કુન્દકુન્દાચાર્ય દેવે 'ભાવપાહુડ' માં કહ્યું છેઃ—

विसवेयणरत्तक्खयभयसत्थग्गहणसंकिलेसाण ।
आहारुस्सासाणं णिरोहणा खिज्जए आऊ ॥ २५ ॥
हिमजलणसलिलगुरुयरपव्वयतरुरुहणपडणभंगेहिं ।
रसविज्जजोयधारण अणयपसंगेहिं विविहेहिं ॥ २६ ॥

**અર્થ.**—વિષ, વેદના, રુધિરનો ક્ષય, ભય, શસ્ત્રઘાત, સંક્લેશ પરિણામ, આહારની અપ્રાપ્તિ, શ્વાસનિરોધ, હિમ, અગ્નિ, જલ,

नरेन्द्र छन्द

एक दिवस भोजन न मिले या नींद न निशको आवे,
अग्नि–समीपी अम्बुज–दल–सम वह शरीर मुरझावे।
शस्त्र–व्याधि–जल आदिकसे भी क्षणभरमें क्षय हो है,
चेतन ! क्या थिर–बुद्धि देहमें? विनशत अचरज को है ?॥२॥

**ભાવાર્થ**:–જો એક જ દિવસ ભોજન ન મળે અથવા રાત્રે નિદ્રા ન આવે તો તે શરીર, અગ્નિ સમીપ રહેલ કમલપત્રની જેમ કરમાય છે–શિથિલ થાય છે, તે ઉપરાંત શસ્ત્રથી, રોગથી અને જલ આદિથી આ શરીર શીઘ્ર જ નાશ પામે છે. છેદાઇ, ભેદાઇ, કપાઇ, પીડાઈ, વિકૃત થઈ, પાણીમા ડૂબી, અગ્નિથી બળી પવનાદિથી પ્રતાડિત થઇ, સર્પાદિથી ડંશાઈ, વિષથી મૂર્ચ્છિત થઇ, વિજળી પડવાથી, પર્વત આદિ પરથી પડી જવાથી, માળના કાટ નીચે દબાવાથી, શ્વાસોચ્છ્વાસ રૂંધાવાથી—Heart fail થવાથી, વિકાર-ગ્રસિત થઈ ક્ષણભરમાં મરણને શરણ થાય છે. અથવા તો એમ કહીએ કે જ્યા ને ત્યાં રામ પામી જાય છે. માટે હે ચેતન ! વિચારવાન ભાઈ ! આવા ક્ષણભંગુર દેહમાં સ્થિરતાની બુધ્ધિ કેવી ? અથવા તો એના નાશમા આશ્ચર્ય શુ ? તેમા તો નથી સ્થિરતાની વાત, તેમ જ તેના નાશમા નથી કોઇ પણ આશ્ચર્યજનક સ્થાન. ૨.

---

મહાપર્વત કે વૃક્ષ પર ચડતા પડવાથી શરીરના ભસ્મ, રસ બનાવવાની વિદ્યાના પ્રયોગથી અને વિવિધ અન્યાયી પ્રસંગો ( ચોરી, વ્યભિચાર )–થી આયુનો ક્ષય થાય છે. તો હે મિત્ર ! આવી રીતે શરીરનું અકાલ મૃત્યુ થાય છે તેમાં સ્થિરતાની બુદ્ધિ કેવી ?

કાયા-કુટીનું સ્વરૂપ:—

* दुर्गन्धाऽशुचिधातुभित्तिकलितं, सञ्छादितं चर्मणा,
विण्मूत्रादिभृतं क्षुधादिविलसदुःखाखुभिश्छिद्रितम् ।
क्लिष्टं कायकुटीरकं स्वयमपि प्राप्तं जरावह्निना,
चेदेतत्तदपि स्थिरं शुचितरं मूढो जनो मन्यते ॥ ३ ॥

चर्म-मढो दुर्गन्ध-अशुचिमय-धातु-कुभीत-घिरी है,
क्षुधा-आदि दुख-मूसक-छिद्रित मल-मूत्रादि-भरी हैं ।
जरत स्वयं ही जरा- वह्निसे काय-कुटी सब जानें,
मूढ मनुष हैं इतने पर भी जो थिर-शुचितर माने ॥ ३ ॥

ભાવાર્થ—સર્વ જાણે છે કે આ શરીર ઝૂંપડી દુર્ગંધ અને અશુચિ ધાતુરૂપ [બોદી] ભીંતોથી ઘેરાયેલી છે, ઉપરથી ચામ-

---

ગીતિ

* ખાણ મૂત્ર ને મળની, રોગ જરાનું નિવાસનું ધામ;
કાયા એવી ગણીને, માન ત્યજીને કર સાર્થક આમ.
શ્રીમદ્ રાજચંદ્ર.

વળી શ્રી કુન્દકુન્દાચાર્ય ભગવાને 'ભાવ પાહુડ'માં દેહનું સ્વરૂપ એવું કહ્યું છે કે—

मंसट्ठिसुक्कसोणियपित्ततसवत्तकुणिमदुग्गंधं ।
खरिसवसपूयखिब्भिसभरियं चिंतेहि देहउडं ॥ ४२ ॥

અર્થ.—હે જીવ! માંસ, હાડ, વીર્ય, રુધિર, પિત્ત, આંતરથી ઝરતી મુડદા જેવી દુર્ગંન્ધથી યુક્ત તથા અપક્વ મલસહિત બળખા, ચર્બી અને પરૂ આદિ અપવિત્ર વસ્તુઓથી ભરેલ આ દેહરૂપી ઘડાનું સ્વરૂપ વિચાર.

ડાથી મઢાયેલી છે. અંદર મલ-મૂત્ર આદિથી ભરેલી છે, કીડા કરતા ક્ષુધા-તૃષા આદિ દુઃખરૂપ ઊંદરોથી છિદ્રિત છે અર્થાત્ ભૂખ-તરસ આદિ દુઃખરૂપ ઊંદરોએ છિદ્ર પાડ્યા છે અને સ્વયં, વૃધ્ધાવસ્થારૂપ અગ્નિથી બળી રહી છે દિન પ્રતિદિન પોતે જ વૃદ્ધાવસ્થામાં પરિણત થઇ જીર્ણ થતી જાય છે. આવુ હોવા છતાં પણ જે, આ કાયા-કુટીને સ્થિર અને અતિ પવિત્ર માની રહે છે તે મૂઢ મનુષ્ય છે-મોહને વશીભુત અજ્ઞાની જીવ છે. ૩.

જગતના ક્ષણભંગુર પદાર્થોનુ સ્વરૂપઃ—

* अम्भोबुद्बुदसन्निभा तनुरियं श्रीरिन्द्रजालोपमा,
दुर्वाताहतवारिवाहसदृशाः कान्ताऽर्थ-पुत्रादयः ।
सौख्यं वैषयिकं सदैव तरलं मत्ताङ्गनाऽपाङ्गवत्,
तस्मादेतदुपप्लवाप्तिविषये शोकेन किं किं मुदा ॥ ४ ॥

जल-बुद्बुद-सम है तनु, लक्ष्मी इन्द्रजालवत् मानो,
तीव्र पवन-हत मेघ-पटल-सम धन कान्ता सुत जानो ।
मत्त त्रियाके ज्यों कटाक्ष त्यों चपल विषय-सुख सारे,
इससे इनकी प्राप्ति-नास्तिमे, हर्ष- शोक क्या प्यारे ? ॥ ४ ॥

**ભાવાર્થઃ**—આ શરીર પાણીના પરપોટા જેવું ક્ષણભંગુર છે, લક્ષ્મી ઇન્દ્રજાળની જેમ માયામય છે-ક્ષણભરમાં અદૃશ્ય થઇ જાય છે. સ્ત્રી, ધન, પુત્ર, મિત્ર, બાંધવ અને માતા-પિતાદિની

---

* વિદ્યુત્ લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જલના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચીએ ત્યાં ક્ષણનો પ્રસંગ.
શ્રીમદ્ રાજચંદ્ર.

*સ્થિતિ તીવ્ર* પવનથી પ્રતાડિત થઇ છિન્નભિન્ન થતા દેખાતાં ને વિલીન થતા વાદળા જેવી છે અને ઇન્દ્રિયોના વિષય-સુખ કામોન્મત્ત સ્ત્રીના કટાક્ષ જેવાં ચંચળ છે-કામિનીના તિર્યગ્દષ્ટિ-સંચાલનની જેમ, તે [ સુખો ] પણ ક્ષણ-ક્ષણમાં બદલાતા રહે છે. અતઃ આવા શરીર આદિની પ્રાપ્તિમાં હર્ષ કરવાથી અને તેની નાસ્તિમાં શોક કરવાથી શો ફાયદો છે ? કાંઈ પણ લાભ નથી. ૪.

નોંધ—એક વાત આબાલગોપાલ પ્રસિદ્ધ છે કે જે જન્મેલ છે તે અવશ્યમેવ મરશે-નાશ પામશે, માટે ડાહ્યા, સમજુ જનોએ બાળકના જન્મ, લક્ષ્મી આદિની પ્રાપ્તિમાં હર્ષ અને તેમના વિયોગમાં શોક ન કરવો જોઇએ, અને યથાશક્ય પુરષાર્થ દ્વારા આત્માનું જ કલ્યાણ કરવું જોઇએ

આત્મસ્વરૂપચિન્તનનો બોધ —

+ दुःखे वा समुपस्थितेऽथ मरणे शोको न कार्यो बुद्धैः,
सम्बन्धो यदि विग्रहेण यदयं सम्भूतिदात्री तयोः ।
तस्मात्तत्परिचिन्तनीयमनिशं, संसारदुःखप्रदो,
येनाऽस्य प्रभवः पुरः पुनरपि प्रायो न सम्भाव्यते ॥ ५ ॥

---

+શ્રી પૂજ્યપાદસ્વામીએ પણ 'ઇષ્ટોપદેશ' ગ્રંથમાં શરીરનો ત્યાગ સૂચવ્યો છેઃ—

दुःखसन्दोहभागित्वं संयोगादिह देहिनाम् ।
त्यजाम्येन ततः सर्वं मनोवाक्कायकर्मभिः ॥ २८ ॥

અર્થઃ-જીવોને શરીરાદિના સંબંધથી દુઃખસમૂહના ભાગી થવું પડે છે, તેથી મન-વચન-કાયાની ક્રિયાવડે એ સર્વનો ત્યાગ કરું છું, અર્થાત્ એ સર્વને પોતાના માનતો નથી.

काया जननी दुख-मरणकी हुआ योग यदि यासे,
तो फिर शोक न बुधजन कीजे मरते वा दुख आते ।
आत्मस्वरूप विचारो तब तो नित तज आकुलताई,
संभव हो न कभी फिर जिस से देह-जन्म दुखदाई ॥ ५ ॥

ભાવાર્થ:—દેહ તો દુ:ખ અને મરણની જનની છે-દુ:ખ અને મરણ એનાથી ઉત્પન્ન થાય છે, યદિ કાયા ન હોય તો આત્માને દુ:ખ ઉઠાવવું ન પડે અને મરણ પણ ન હોઇ શકે. જો કાયા સાથે આત્માનો સબંધ છે તો પછી બુધ્ધજનોએ જેનું સબંધાવસ્થામાં હોવું અવશ્યભાવી છે એવું દુ:ખ અથવા મરણ ઉપસ્થિત થયે, શોક ન કરવો જોઇએ, તેને બદલે તેમણે તો સદાય નિરાકુલ થઈ બહિરાત્મ-બુધ્ધિના ત્યાગપૂર્વક +આત્મ-સ્વરૂપનો-પોતાની મુક્તિનો વિચાર કરવો જોઇએ કે જેથી દુ:ખદાયી દેહનો ફરી ફરી જન્મ જ ન સંભવે. ૫.

શોકાતુરના પુરુષાર્થ નિષ્ફળ.—

दुर्वाराजितकर्मकारणवशादिष्टे प्रनष्टे नरे,
यच्छोकं कुरुते तदत्र नितरामुन्मत्तलीलायितम् ।

---

+શ્રી પૂજ્યપાદ સ્વામીએ 'ઇષ્ટોપદેશ'માં આત્મસ્વરૂપ-ભાવના કહી છે. તે ઉપયોગી હોઇને અત્ર દખલ કરી છે –

न मे मृत्यु कुतो भीति,-र्न मे व्याधिः कुतो व्यथा
नाहं बालो न वृद्धोऽहं, न युवैतानि पुद्गले ॥ २९ ॥

અર્થ-મારૂં (આત્માનું) મરણ થતું નથી તેથી મને ડર નથી, મને વ્યાધિ થઈ શકતી નથી તેથી મને કોઈ પણ દુ:ખ નથી, વળી હું બાલક, વૃદ્ધ અને યુવાન પણ નથી, કેમકે એ સર્વ વિકાર પુદ્ગલના છે.

**यस्मात्तत्र कृते न सिद्ध्यति किमप्येतत् परं जायते,**
**नश्यन्त्येव नरस्य मूढमनसो धर्मार्थकामादयः ॥ ६ ॥**

दुर्निवार–निजकर्म–हेतु–वश इष्ट स्वजन मर जावे,
जो उस पर बहु शोक करे नर वह उन्मत्त कहावे ।
क्यों कि शोकसे सिद्धि नहीं कुछ, हाँ इतना फल होवे,
मूढमना वह मानव अपने धर्मार्थादिक खोवे ॥ ६ ॥

ભાવાર્થ–જ્યારે પોતાના પૂર્વોપાર્જિત દુર્નિવાર કર્મકારણ-વશાત્ કોઈ ઇષ્ટ સ્વજન મરણ પામે ત્યારે તેના માટે શોક કરવો–રડવુ તે ઉન્મત્તોની લીલા સમાન છે અને તેથી તેમ કરનારને પાગલ સમજવો જોઇએ કેમકે રડવાથી કાંઇ સિદ્ધિ થતી નથી. હા ! એટલુ ફળ જરૂર મળે છે કે એવા શોકાકુલ મુઢ મનુષ્યના ધર્મ, અર્થ કમ અને મોક્ષ–એ ચારેય પુરુષાર્થ નાશ પામે છે. શોકાવસ્થામા નથી ધર્મધ્યાન બનતુ, નથી અર્થોપાર્જન થતુ, નથી ઇંદ્રિયવિષયો સધાતા તેમજ નથી મોક્ષ–સાધના બનતી. ચારેય પુરુષાર્થો તે મુઢ મનુષ્ય ખોઇ બેસે છે. ૬.

उपेन्द्रवज्रा

**उदेति पाताय रविर्यथा तथा,**
**शरीरमेतन्ननु सर्वदेहिनाम् ।**
**स्वकालमासाद्य निजे हि संस्थिते,**
**करोति कः शोकमतः प्रबुद्धधीः ॥ ७ ॥**

*हो कर उदित सूर्यमंडल ज्यों पा स्व–काल छिप जावे,
देहधारीयोंका तनु त्यों यह उपजे औ' नश जावे ।
इससे पा कर जो स्व–काल निज इष्ट स्वजन मर जावे,
उस पर शोक करे को भविजन ? जो सुबुद्ध कहलावे ॥ ७॥

ભાવાર્થઃ–જેમ સૂર્ય પ્રાત કાળે ઉદયને પ્રાપ્ત થાય છે અને સાંજે સ્વ સમય પૂરો કરી અસ્તને પામે છે-છુપાઈ જાય છે, તેમ સર્વ પ્રાણીઓનો દેહ ઉપજે છે અને આયુ પૂર્ણ થતાં વિનાશ પામે છે. તેના માટે એવો કયો મુમુક્ષ જન હોય કે જે શોક કરે ! બુધ્ધિમાન તો જરા પણ શોક કરે નહિ, ફક્ત બહિરાત્મદષ્ટિ-મૂઢ જન શોક કર્યા જ કરે ૭.

આચાર્યદેવ શોક દૂર કરવાનો ઉપાય દર્શાવે છેઃ—

भवन्ति वृक्षेषु पतन्ति नूनं पत्राणि पुष्पाणि फलानि यद्वत् ।
कुलेषु तद्वत् पुरुषाः किमत्र हर्षेण शोकेन च सन्मतीनाम् ॥८॥

+वृक्षन पर उग कर झड पडते पत्र फूल फल जसे,
जन्म कुलों में ले कर प्राणी मरण लहै हैं तैसे ।

---

* મૂળનો શબ્દાનુવાદ પ્રાય આ પ્રમાણે થઈ શકે છેઃ—
" पतन-हेत रवि ज्यों उगे त्यों नर देह बखान ।
काल पाय हितु-नशत को कर है शोक सुजान ? "

+આ મૂળનો ભાવાનુવાદ છે, શબ્દાનુવાદ પ્રાય. આ થઈ શકે છેઃ—
" हों तरु पर निश्चय गिरें पत्र, फूल, फल, भ्रात् !
त्यों कुलमें नर; सुबुधके हर्ष शोक किस भाँत ? "

इस विध नियम अखंडित लख बुध हर्ष-शोक क्या कीजे ?
वस्तुस्वरूप विचार हृदयमें समता-भाव धरीजे ॥ ८ ॥

**ભાવાર્થ**—જેમ વૃક્ષો પર સ્વકાળ અનુસાર પત્ર, ફૂલ, ફળ ઉત્પન્ન થાય છે અને પોતપોતાના કાળાનુસાર નિશ્ચયે પડે છે-ખરી પડે છે; તેમ જ જીવ પોતપોતાના કર્માનુસાર ઉચ્ચ-નીચ કુળમાં જન્મ લે છે અને મરે છે માટે આ પ્રકારનો અટલ નિયમ પ્રત્યક્ષ દેખી બુધજનોએ જન્મ-મરણના પ્રસંગે શા માટે હર્ષ-શોક કરવા જોઇએ ? નહિ કરવા જોઇએ તેમણે તો +વસ્તુસ્વરૂપનો વિચાર કરી હૃદયમાં સમતાભાવ ધારણ કરવો જોઇએ. ૮.

**જગતના સર્વ પદાર્થો અવસ્થા-દૃષ્ટિએ નાશવંત છે—**

शार्दूल विक्रीडित

दुर्लंघ्याद्भवितव्यताव्यतिकरान्नष्टे प्रिये मानुषे,
यच्छोकः क्रियते तदत्र तमसि प्रारभ्यते नर्त्तनम् ।

---

+ આત્મસ્વરૂપમાં જેની બુદ્ધિ છે એવો અન્તરાત્મા આવા પ્રસંગે એવું વિચારે છે કે—

आत्मन्येवात्मधीरन्यां शरीरगतिम त्मनः ।
मन्यते निर्भयं त्यक्त्वा वस्त्रं वस्त्रांतरग्रहम् ॥ ७७ ॥

**અર્થઃ**-આત્મસ્વરૂપમાં જ જેની દૃઢ આત્મબુદ્ધિ છે એવો અન્તરાત્મા શરીરના વિનાશને અથવા બાલ-યુવા આદિ રૂપ પરિણતિને પોતાના આત્માથી ભિન્ન માને છે-શરીરના ઉત્પાદ-વિનાશમાં પોતાના આત્માનો ઉત્પાદ વિનાશ માનતો નથી અને આ રીતે મરણ પ્રસંગે, એક વસ્ત્રને છોડી બીજું વસ્ત્ર ગ્રહણ કરવાની જેમ નિર્ભય રહે છે.

समाधितंत्र ।

सर्वं नश्वरमेव वस्तु भुवने मत्वा महत्या धिया,
निर्धूताखिलदुःखसन्ततिरहो धर्मः सदा सेव्यताम् ॥ ९ ॥

दुर्निवार–भावी–वश अपना प्रियजन मरण करे जो,
अन्धकारमें नृत्य करे वह उसपर शोक करे जो ।
सन्मतिसे सब वस्तु जगतमें नाशवत लख भाई !
सब दुखसंतति–नाशक सेवो धर्म सदा मन लाई ॥ ९ ॥

ભાવાર્થ-જેનું દુ:ખે કરીને પણ ઉલ્લંઘન ન થઈ શકે તેવી ભવિતવ્યતના વશે-કારણે પોતાના કોઈ પ્રિય સ્ત્રી, પુત્ર આદિના મરણ થયે જે મનુષ્ય શોક કરે છે તેની તે શોક-ક્રિયા અંધકારમા કરાતા નૃત્ય સમાન વ્યર્થ છે. આથી કોઇને પણ કશાય લાભની પ્રાપ્તિ થતી નથી માટે શોકને દૂર કરી વિવેકને અપનાવવે જોઈએ અને તે દ્વારા એવુ સ્વીકારવું જોઈએ કે જગતના સર્વ પદાર્થો અવસ્થાદષ્ટિએ નાશવત છે. કોઈપણ પદાર્થ પોતાની એક અવસ્થામાં સદા સ્થિર રહેનાર નથી માટે આચાર્ય ભગવાન ઉપદેશ દે છે કે સહુ દુ:ખ-પરપરાના જડમૂળનાશક ધર્મનું સદા સાદર સેવન કરો. ૯

पूर्वोपार्जितकर्मणा विलिखितं यस्यावसानं यदा,
तज्जायेत तदैव तस्य भविनो ज्ञात्वा तदेतद् ध्रुवम् ।
शोकं मुञ्च मृते प्रियेऽपि सुखदं, धर्मं कुरुष्वादरात्,
सर्पे दूरमुपागते किमिति भोस्तद् घृष्टिराहन्यते ॥ १० ॥

पूर्व कर्मने जिस प्राणी का अन्त लिखा जब भाई !
उसका अन्त तभी होता है यह निश्चय उर लाई ।

छोड शोक मरने पर प्रिय के सादर धर्म करीजे,

दूर गया जब निकल साँप तब लोक पीट क्या कोजे? ॥१०॥

ભાવાર્થ:-પોતાના પૂર્વોપાર્જિત કર્મદ્વારા જે જીવનો+ જે સમયે અંત [ મરણ ] થવાનુ લખાયેલ છે-નિયત થયેલ છે તેનો તે જ સમયે અંત થાય છે જ-પ્રથમ યા પાછળ નહિ, આ ધ્રુવ સત્ય જાણી હે સંસારી પ્રાણી! પ્રિય જનના મરણ નિમિત્તે શોક-અફ્સોસ કરવો છોડી સુખકારી ધર્મનું આદરપૂર્વક આચરણ કર, સાપ દૂર ચાલ્યા ગયા પછી તેના પડેલા લિસોટા પીટવાથી કાંઈ સાર્થકતા નથી જેમ લિસોટા પીટવાથી સર્પ મરતો નથી તેમ સ્વજનના વિયોગ માટે કરાતા શોકથી દુઃખ ટળતું નથી ૧૦.

---

+આવુ જ કથન મહાન્ પૂર્વાચાર્ય દેવ શ્રી સ્વામિકાર્તિકેયે કહ્યુ છે:

जं जस्स जम्मि देसे जेह विहाणेण जम्मि कालम्मि ।
णादं जिणेण णियदं जम्म वा अहव मरण वा ॥ ३२१ ॥
त तस्स तम्मि देसे तेण विहाणेण तम्मि कालम्मि ।
को सक्कइ चालेदु इंदो वा अह जिणिंदो वा ॥ ३२२ ॥

ભાવાર્થ:-જે જીવના, જે દેશે, જે વિધિથી, જે કાળે જન્મ તથા મરણ ઉપલક્ષણથી દુઃખ-સુખ, રોગ, દારિદ્રય આદિ (આ જ પ્રમાણે થશે એમ) સર્વજ્ઞ દેવે નિશ્ચયપૂર્વક જાણ્યા છે. તે જ પ્રમાણે તે જીવના તે જ દેશે, તે જ વિધિથી, તે જ કાળે જન્મ-મરણ થાય છે. તેને-કોણ-ઇન્દ્ર કે જિનેન્દ્ર દેવ પણ નિવારવાને શક્તિમાન છે? અર્થાત કોઈ પણ શક્તિમાન નથી.

स्वामीकार्तिकेयानुप्रेक्षा ।

આક્રંદ કરનાર નવા કર્મ બાંધી દુઃખના ભાગી થાય છે:—

ये मूर्खा भुवि तेऽपि दुःखहतये व्यापारमातन्वते,
सा मा भूदथवा स्वकर्मवशतस्तस्मान्न ते तादृशाः ।
मूर्खान्मूर्खशिरोमणीननु वयं तानेव मन्यामहे,
ये कुर्वन्ति शुचं मृते सति निजे पापाय दुःखाय च ॥११॥

दुखनाशनको मूढ जगतमे रुदनकर्म विस्तारें,
वह दुख दूर न हो स्वकर्मवश नहि वे सुख निर्धारें ।
उन मूढो को मूढ–शिरोमणि हम निश्चित ही मानें,
पाप और दुख–हेतु शोक को स्वजन मरे जो ठानें ॥ ११ ॥

ભાવાર્થ.–સંસારમાં જે મૂઢ પ્રાણી છે તે દુઃખ દૂર કરવા માટે રુદનવ્યાપાર–આક્રંદ કરે છે, પરન્તુ કર્મને પોતે આધીન થવાથી તે દુખ દૂર થતું નથી અને રુદનથી ન તો તે કોઈ સુખનો અનુભવ કરી શકે કે ન તો સુખી બની શકે.

આચાર્ય મહોદય કહે છે કે-જે જીવ સ્વજનના મરણ નિમિત્તે, પાપ અને દુ.ખના કારણભૂત શોકનું અનુષ્ઠાન કરે છે તેવા મૂઢોને ખરેખર અમે મૂર્ખ-શિરોમણિ માનીએ છીએ. કેમકે 'શોક કરવાથી અસાતા–વેદનીય રૂપ પાપકર્મનો બંધ કરે છે અને તેના ફલસ્વરૂપે આગામી દુખનો પણ ભાગી બને છે.૧૧.

વળી આચાર્ય પ્રભુ શિક્ષા આપે છે કે.–

किं जानासि न, किं शृणोषि न, न किं प्रत्यक्षमेवेक्षसे,
निःशेषं जगदिन्द्रजालसदृशं रम्भेव सारोज्झितम् ।

**किं शोकं कुरुषेऽत्र मानुषपशो ! लोकान्तरस्थे निजे,**
**तत्किञ्चित् कुरु येन नित्यपरमानन्दास्पदं गच्छसि ॥१२॥**

नहिं जाने क्या नाहि सुने तू ? नहि क्या सन्मुख देखे ?
'कदलीवत् नि सार जगत सब इन्द्रजाल हो जसे'।
इंष्ट मरण पर शोक करे क्या ? मनुषाकार पशू रे !
जिससे नित्य परम सुख पावे वह कुछ तो कर तू रे ! ॥१२॥

**ભાવાર્થ**–હે મનુષ્યાકાર પશુ-મૂઢ પ્રાણી! તુ એટલુય નથી જાણતો, નથી સાભળતો, અરે પ્રત્યક્ષ પોતાની આખ સામે નથી દેખતો કે આખુ ય જગત્ ઇન્દ્રજાળ જેવુ માયામય અર્થાત્ ક્ષણભગુર અને કેળના સ્તભ સમાન નિ સાર છે! યદિ આ સર્વ જાણે છે, સાભળે છે ને દેખે છે તો પછી સ્વજનના મરણ સમયે–પરલોકવાસી થવા સમયે-શા માટે શોક કરે છે? શોક છોડી દઈ એવું કોઈ* કાર્ય કર કે જેથી નિત્ય, સ્થિર પરમ સુખ આપનાર સ્થાનની પ્રાપ્તિ થાય

સ સારમાં જો એક પણ પદાર્થ નિત્ય, સારભૂત હોય તો

---

* આત્માર્થી અનુપ્રેક્ષા દ્વારા સ સારના પદાર્થોની અનિત્યતાનું ચિંતન કરતા એવુ વિચારે કે—

**एगो मे सस्सदो अप्पा णाणदंसणलक्खणो ।**
**सेसा मे बाहिरा भावा सव्वे सजोगलक्खणा ॥ ५१ ॥**

**અર્થ**—મારો આત્મા એક છે અર્થાત્ તેમાં કોઈ અન્યનું મિશ્રણ નથી, શાશ્વત છે અર્થાત્ કદી નષ્ટ થનાર નથી અને જ્ઞાન–દર્શન લક્ષણ-યુક્ત (જ્ઞાતા–દ્રષ્ટા) છે. શેષ સ યોગ-લક્ષણયુક્ત સમસ્ત પદાર્થો મારા આત્માથી બાહ્ય છે–તે મારાં નથી અને હુ તેમનો નથી.

भावपाहुड ।

શોક કરવો કામનો. કિન્તુ સંસારમાં તો સમસ્ત વસ્તુ ઇન્દ્રજાળ અને કેળના સ્તંભ સમાન વિનાશિક અને અસાર છે તો પછી શોક કરવો સર્વથા વ્યર્થ છે માટે હે ભવ્યો! આ પ્રસિદ્ધ+

---

પછી શ્રી પૂજ્યપાદસ્વામીએ 'ઇષ્ટોપદેશ'માં કહી તેવી ભાવના ભાવે કે—

एकोऽहं निर्ममः शुद्धो ज्ञानी योगीन्द्रगोचरः ।
बाह्या: संयोगजा भावा मत्त: सर्वेऽपि सर्वथा ॥ २७ ॥

અર્થઃ—હું એક છું, મમત્વરહિત છું, શુદ્ધ છું, જ્ઞાની છું, યોગીઓના જ્ઞાનનો વિષય છું, સંયોગ દ્વારા થતા ભાવ મારા [સ્વરૂપ] થી સર્વથા બાહ્ય છે, અંશ માત્ર પણ મારા નથી.

+આવું જ કથન શ્રી કુન્દકુન્દાચાર્ય દેવે 'શ્રી સમયસાર' માં કહ્યું છે.—

मोक्खपहे अप्पाणं ठवेहि, तं चेव, तं चेय।
तत्थेव विहर णिच्च मा विहरसु अण्णदव्वेसु ॥ ४१२ ॥

અર્થ—[ હે ભવ્ય ! ] પોતે અર્થાત્ પોતાનો આત્મા અનાદિ સંસારથી માંડીને પોતાની બુદ્ધિના દોષથી પરદ્રવ્ય–રાગદ્વેષાદિમાં નિરંતર સ્થિત રહેલો હોવા છતાં, પોતાની પ્રજ્ઞાના ગુણ વડે જ તેમાંથી પાછો વાળી તેને અતિ નિશ્ચળપણે દર્શન–જ્ઞાન–ચારિત્રમાં સ્થાપ; તથા સમસ્ત અન્ય ચિંતાના નિરોધવડે અત્યંત એકાગ્ર થઇને દર્શન–જ્ઞાન–ચારિત્રને જ ધ્યા, તથા સમસ્ત કર્મચેતના અને કર્મફળ ચેતનાના ત્યાગવડે શુદ્ધ જ્ઞાન ચેતનામય થઇને દર્શન–જ્ઞાન–ચારિત્રને જ અનુભવ; તથા દ્રવ્યના સ્વભાવના વશે [પોતાને] જે ક્ષણે-ક્ષણે પરિણામો ઉપજે છે તે–પણા વડે તન્મય [ દર્શન–જ્ઞાન–ચારિત્રમય ] પરિણામવાળો થઇને દર્શન–જ્ઞાન ચારિત્રમાં જ વિહર તથા જ્ઞાનરૂપને એકને જ અચળપણે અવલંબતો થકો, જેઓ જ્ઞેયરૂપ હોવાથી ઉપાધિસ્વરૂપ છે એવાં સર્વ તરફથી ફેલાતા સમસ્ત પર દ્રવ્યોમાં જરા પણ ન વિહર.

રત્નત્રય [ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર ]નુ આરાધન કરો કે જેથી તમને વિના તકલીફે મોક્ષ આદિ સુખની પ્રાપ્તિ થાય જ. १२.

જન્મનાર અવશ્યમેવ મૃત્યુને પામે છે-

जातो जनो म्रियत एव दिने च मृत्योः,
प्राप्ते पुनस्त्रिभुवनेऽपि न रक्षकोऽस्ति ।
तद्यो मृते सति निजेऽपि शुचं करोति,
पूत्कृत्य रोदिति वने विजने स मूढ ॥ १३ ॥

जो जनमा वह नियत मरे है मृत्यु-दिवस जब आवे,
तीन भुवन में भी तब उसका रक्षक कोई न पावे।
ईससे जो प्रिय जनके मरते शोक करे अधिकाही,
कर पुकार वे रुदन करे हैं मूढ विजन-बन-माही ॥ १३ ॥

ભાવાર્થ.-જેણે જન્મ લીધો છે તે, મૃત્યુનો દિવસ આવ્યે નિશ્ચયપૂર્વક-અવશ્યમેવ મરે છે; પછી ત્રણે લોકમા તેનો કોઈ રક્ષક થતો નથી-તેને મોતથી બચાવી શકતુ નથી. હવે જે મનુષ્ય પોતાના પ્રિય સબંધીના મરણ નિમિત્તે શોક કરે છે તે નિર્જન વનમાં વિલાપ કરવા જેવુ છે જેમ નિર્જન વનનો વિલાપ વ્યર્થ બને છે તેમ તેનો શોક પણ વ્યર્થ બને છે १3.

પૂર્વોપાર્જિત કર્માનુસાર ફળઃ-

इष्टक्षयो यदिह ते यदनिष्टयोगः,
पापेन तद्भवति जीव पुराकृतेन ।

**शोकं करोषि किमु तस्य कुरु प्रणाशम्,**
**पापस्य तौ न भवतः पुरतोऽपि येन ॥ १४ ॥**

*इष्ट–वियोग अनिष्ट–योग जो जगमें होते जानो,
पूर्व पापके फल हैं दोनो, यह चेतन ! उर आनो ।
शोक करे किस हेतु ? नाश कर पाप, वृथा मत रोवे,
इष्ट–वियोग अनिष्ट–योगका जन्म न जिससे होवे ॥ १४ ॥

ભાવાર્થ:—આ સંસારમાં ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ રચાય છે તે સર્વ પૂર્વોપાર્જિત પાપ-કર્મને આધીન થાય છે-એ બન્ને પાપનાં ફળ છે. પાપ-કર્મ, ઉદયમાં આવી અહીં વહાલી વસ્તુનો વિયોગ કરે છે અને એવી સાધન-સામગ્રી જૂટે છે કે જે [ઘટના] પોતાને પ્રિય ન લાગતાં અનિષ્ટ અથવા દુ:ખકારી બને છે. હે ચેતન ! આથી તુ શોક શા માટે કરે છે ? તે પાપોનો નાશ કર કે જેથી ભવિષ્યમાં ઇષ્ટવિયોગ ને અનિષ્ટસંયોગ–બન્નેય બનવા ન પામે. ૧૪.

शार्दूलविक्रीडित

**नष्टे वस्तुनि शोभनेऽपि हि तदा शोकः समारभ्यते,**
**तल्लाभोऽथ यशोऽथ सौख्यमथवा धर्मोऽथवा स्याद्यदि ।**
**यद्येकोऽपि न जायते कथमपि स्फारैः प्रयत्नैरपि,**
**प्रायस्तत्र सुधीर्मुधा भवति कः शोकोग्ररक्षोवशः ॥१५॥**

---

* મૂળનો સંક્ષિપ્ત અનુવાદ:—
" योग अनिष्ट व इष्टक्षय पूर्वपाप-फल होय ।
शोक करे क्या ? पाप नश, जिससे दोहुँ न होय ॥ "

इष्ट वस्तुके नष्ट हुए भी शोकारंभ तब कीजे,
यदि हो उसका लाभ, सुयश, सुख अथवा धर्म लहीजे।
चारोंमेंसे एक भी जो न बहु प्रयत्न कर होवे,
वृथा शोक–राक्षस–वश हो तब कौन सुधी सुख खोवे? ॥ १५ ॥

ભાવાર્થ:—વહાલી વસ્તુનો નાશ થયે શોક તો ત્યારે જ કરવો જોઇએ કે જ્યારે શોક કરવાથી તે નાશ પામેલ વસ્તુની પ્રાપ્તિ થાય, સુયશની પ્રાપ્તિ થાય, સુખ મળતુ હોય અથવા તો ધર્મની સાધના થતી હોય. થોડોઘણો પ્રયત્ન કર્યા છતાં પણ જો એ ચારેમાંથી એકની પણ પ્રાપ્તિ થતી ન હોય તો પછી એવો કયો બુદ્ધિમાન હોય કે જે નકામો જ શોક-રાક્ષસને વશ થાય અને આ રીતે પોતાનુ વર્તમાન અને આગામી સુખ પણ ખોઈ બેસે ? ૧૫.

કુટુંબ એ, રાત્રિએ વૃક્ષ પર એકત્ર થતાં પક્ષીઓ જેવો મેળો.—

वसन्ततिलका

+एकद्रुमे निशि वसन्ति यथा शकुन्ताः,
प्रातः प्रयान्ति सहसा सकलासु दिक्षु ।

---

+ આવુ જ કથન શ્રી પૂજ્યપાદ સ્વામીએ 'શ્રીઇષ્ટોપદેશ' ગ્રંથમા કર્યું છે.—

दिग्देशेभ्यः खगा एत्य संवसन्ति नगे नगे ।
स्वस्वकार्यवशाद्यांति देशे दिक्षु प्रगे प्रगे ॥ ९ ॥

અર્થ -પક્ષીગણ પૂર્વ આદિ દિશાઓથી ને અંગ–બંગ આદિ દેશોથી આવી સંધ્યાકાળે એકઠા થઈ વૃક્ષ પર રાતવાસો કરે છે, પરંતુ પ્રભાત થતાં જ અનેક દિશા ને દેશોમાં પોતપોતાના કાર્યવશ ચાલ્યા જાય છે.

स्थित्वा कुले बत तथाऽन्यकुलानि मृत्वा,
लोकाः श्रयन्ति विदुषा खलु शोच्यते कः ॥ १६ ॥
एक वृक्ष पर आ पक्षी ज्यों करते रयन-बसेरा,
प्रात उठ सब दश दिश जाते उखड जात है डेरा ।
त्यो कुलमें स्थिति कर बहु प्राणी मरकर अन्य कुलोंमें-
जा बसते, किस हेतु सुबुध तब शोक करें हृदयोंमें ? ॥१६॥

ભાવાર્થ:—જેમ ઘણા પક્ષીઓ રાત્રિએ એક વૃક્ષ પર આવીને વસે છે-તેમા રાત્રિવાસો કરે છે અને પ્રાતઃકાળે [ સવાર પડતાં ] જ સર્વે ઊઠી, દશે દિશાઓમાં ચાલ્યા જાય છે, તેમનો તે ડેરો ઊખડી જાય છે. તેઓમાથી કોઈ પણ ત્યા પડ્યુ રહેતુ નથી તેમ ઘણા જીવો એક કુળમાં જન્મી એકઠા થાય છે, થોડો કાળ ભેગા રહી આગળ-પાછળ મરે છે અને અન્ય કુળોમા જઈ જન્મ લે છે-વસી જાય છે. આવી વસ્તુસ્થિતિ હોવા છતા બુધજન કોનો ને શા માટે શોક કરે છે? કોઈના માટે શોક કરવો તે તેમના [સુજ્ઞ] માટે જરા પણ ઉચિત નથી ૧૬

આ સંસાર-વનમાં એક જ્ઞાન-દીપક જ આશ્રયભૂત છે—

शार्दूलविक्रीडित

दुःखव्यालसमाकुलं भववनं जाड्यान्धकाराश्रितं,
तस्मिन् दुर्गतिपल्लिपातिकुपथैर्भ्राम्यन्ति सर्वेऽङ्गिनः ।
तन्मध्ये* गुरुवाक्प्रदीपममलज्ञानप्रभाभासुरं,

---

* જ્ઞાનરૂપ દીપકની પ્રશંસા

મોહ મહા તમ મલ હરે, ધરે સુમતિ પરકાસ;
મુક્તિ-પંથ પરગટ કરે, દીપક જ્ઞાન વિલાસ.

प्राप्यालोक्य च सत्पथं सुखपदं, याति प्रबुद्धो ध्रुवम् ॥१७॥
जडता-तमसे व्याप्त जगतवन, जहँ दुख-गज बिचरें हैं.
दुर्गतिगेह-सहाइ-कुपथसे जहँ सब जीव भ्रमे हैं ॥
तहँ अति निर्मल-ज्ञान-प्रकाशक गुरुवच-दीप जगे हैं।
जिसको पा कर देख सुपथको सुख-पद सुबुध लहे हैं ॥ १७ ॥

**ભાવાર્થ:**—આ સંસાર-વન, દુઃખરૂપ વ્યાલોથી અર્થાત્ દુષ્ટ હાથીઓ અથવા દુષ્ટ સર્પોથી ભરેલુ છે, અજ્ઞાનરૂપ અન્ધકારથી વ્યાપ્ત છે અને તેમાં એવા કુમાર્ગો છે કે જે દુર્ગતિરૂપ ગૃહો પર લઇ જનારા છે, વળી આવા સંસાર-વનમાં પડી સર્વે પ્રાણી ભૂલી-ભટકી રખડયા કરે છે. ભવ-વનમાં ગોથા ખાધા કરે છે. આવા વનમા નિર્મલ જ્ઞાનપ્રભાથી દેદીપ્યમાન ગુરુ-વાકયરૂપ [અર્હંત્ પ્રવચનરૂપ] મહાન્ દીપક જળી રહ્યો છે, જે સુબુધજન છે તે આ જ્ઞાનદીપક પ્રાપ્ત કરી અને તેના આશ્રયથી*સન્માર્ગ ગ્રહણ કરી સુખપદ-સુખના વાસ્તવિક સ્થાન[મોક્ષ]-ને પામે છે, તેમાં જરા પણ સંદેહ નથી ૧૭.

---

જ્ઞાનરૂપ દીપક મોહરૂપ મહા અંધકારના બળને નષ્ટ કરી સુબુદ્ધિનો પ્રકાશ કરે છે અને મોક્ષમાર્ગ દર્શાવે છે.

સ્વ૦ કવિવર પં૦ શ્રી બનારસીદાસ.

* શ્રી કુન્દકુન્દાચાર્ય પ્રભુએ કરુણા-બુદ્ધિથી 'મોક્ષપાહુડ' માં નીચે મુજબ સન્માર્ગ દર્શાવ્યો છે તે ઉપયોગી હોઇને અત્ર ઉધ્ધૃત કર્યો છે.—

तच्चरुई सम्मत्तं तच्चग्गहणं च हवइ सण्णाणं ।
चारित्तं परिहारो पयंपियं जिणवरिंदेहिं ॥ ३८ ॥

**ભાવાર્થ.**—જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા,

કર્મરચિત મરણ-ઘડીએ જ દેહોત્સર્ગઃ—

वसन्ततिलका

यैव स्वकर्मकृतकालकलाऽत्र जन्तु-
स्तत्रैव याति मरणं न पुरो न पश्चात् ।
मूढास्तथापि हि मृते स्वजने विधाय,
शोकं परं प्रचुरदुःखभुजो भवन्ति ॥ १८ ॥

जो निजकर्मरचित है भविजन ! मरण–घडी जगमाहीं,
जीव उसीमे मरता निश्चित, पूर्व पिछाडी नाहीं ।
तौ भी मूरख ठान शोक अति, बहु दुखभागी हो है,
पा कर काल मरे यदि कोई अपना प्रियजन जो है ॥ १८ ॥

**ભાવાર્થઃ**—આ સંસારમાં પોતાના જ કર્મદ્વારા જે મરણ-ઘડી યોજાય છે તે જ ઘડીએ આ જીવ દેહ છોડે છે—મરણ પામે છે. ન તો પહેલાં કે ન તો પછી આવું હોવા

---

મોક્ષ—આ સાત તત્ત્વોનું યથાર્થ શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન, યથાર્થ જાણવું તે સમ્યગ્જ્ઞાન, પર દ્રવ્ય ( શરીર, ધન, પુત્ર, સ્ત્રી આદિ બાહ્ય ને કષાય આદિ અંતરંગ ) નો પરિહાર—સર્વથા ત્યાગ તથા ઉપરોક્ત જ્ઞાન-દર્શનમાં રમણતા તે સમ્યક્ ચારિત્ર છે એમ શ્રી જિનેશ્વર દેવે કહ્યું છે. તે નિશ્ચય—વ્યવહાર નયથી આગમાનુસાર સાધો. વિશેષમાં કહ્યું છે કેઃ—

जो रयणत्तयसंजुत्तो कुणइ तवं संजदो ससत्तीए ।
सो पावइ परमपयं झायंतो अप्पयं सुद्धं ॥ ४३ ॥

**ભાવાર્થઃ**—જે સંયમી, [ ઉપરોક્ત ] રત્નત્રય ધારણ કરી સ્વશક્તિ અનુસાર [ ઇચ્છાનિરોધરૂપ ] તપ કરે છે તે શુદ્ધાત્માનું ધ્યાન કરતા કરતા પરમ પદ—મોક્ષ—પ્રાપ્ત કરે છે.

છતાં પણ મૂઢ જન પોતાના કોઇ સ્વજનનું ( કાળ આવ્યે ) મરણ થતાં અત્યંત અફસોસ કરી મહાન્ દુઃખનો ભાગી થાય છે–તીવ્ર અસાતાવેદનીય કર્મનો બંધ પાડી દુર્ગતિને પાત્ર બને છે અને અનેક જાતના દુઃસહ કષ્ટ ઊઠાવે છે ૧૮.

બુધજનનું ડહાપણ —

शार्दूलविक्रीडित

वृक्षाद् वृक्षमिवाण्डजा मधुलिहः पुष्पाच्च पुष्पं यथा,
जीवा यान्ति भवाद्भवान्तरमिहाऽश्रान्तं तथा संसृतौ ।
तज्जातेऽथ मृतेऽथवा न हि मुदं शोकं न कस्मिन्नपि,
प्रायः प्रारभतेऽधिगम्य मतिमानस्थैर्यमित्यङ्गिनाम् ॥ १९ ॥

तरुसे तरु पर पक्षी, मधुकर ज्यों पुष्पो पर जावें,
त्यों हि जीव भव छोड अन्य भव इस जगमें अपनावे ।
इस विध जीवोंकी अस्थिरता जान सुबुधजन जो हैं,
जन्मत–मरते स्वजनादिकके हर्ष न शोक करें हैं ॥ १९ ॥

**ભાવાર્થ.**—જેમ પક્ષી એક વૃક્ષ પરથી ઊડી બીજા વૃક્ષ પર, ભ્રમર એક ફૂલ પરથી ઊડી બીજા ફૂલપર જઇ બેસે છે તેમ આ જીવ સંસારમાં નિરંતર એક ભવ પૂરો કરી બીજો ભવ ધારણ કર્યા જ કરે છે. આ પ્રમાણે જીવોની અસ્થિરતા–કોઇપણ એક સ્થાને સ્થિર નહિ રહેવાની પરિણતિ–જાણી સુબુધજન પ્રાયઃ કોઇના જન્મે હર્ષ કે કોઇના મરણે શોક કરતો નથી. ૧૯.

મનુષ્ય દેહની દુર્લભતા અને કર્તવ્ય —

भ्राम्यत्कालमनन्तमत्र जनने प्राप्नोति जीवो न वा,
मानुष्यं यदि दुष्कुले तदघतः प्राप्तं पुनर्नश्यति ।

सञ्जातावथ तत्र याति विलयं गर्भेऽपि जन्मन्यपि,
द्राग्बाल्येऽपि ततोऽपि नो वृष इति प्राप्ते प्रयत्नो वरः ॥२०॥
भ्रमते काल अनन्त जगतमें जीव न नर-भव पावे,
यदि पावे भी तो दुष्कुलमें अघसें फिर नश जावे।
सत्कुलमें आ गर्भहि विनशै, लेते जनम मरे वा,
बचपनमे नश है, तब वृष पा, क्यों तहँ यत्न करे ना ॥२०॥

---

અહીં પ્રસંગોપાત ગર્ભના દુઃખો, બચ્ચપણના દુઃખો વર્ણવ્યા છે. અને તે શ્રી કુન્દકુન્દાચાર્યપ્રભુરચિત 'ભાવપાહુડ'માંથી ઉધ્ધૃત કર્યાં છે.

पित्तं तमुत्तफेफसकालिज्जयरुहिरखरिसकिमिजाले ।
उयरे वसिओसि चिरं नववसमासेहिं पत्तेहिं ॥ ३९ ॥

અર્થ.—હે આત્મન્! તેં પિત્ત, આંત [ આંતરડા ], મૂત્ર, મેદ, કાળજુ રુધિર, શ્લેષ્મ અને કૃમિના સમૂહથી ભરેલ ઉદરમા અનંત વાર નવ-દશ મહિના વાસ કર્યો છે. ૩૯

दियसंगट्ठियमसण आहारिय मायभुत्तमण्णांते ।
छ्रदिखरिसाण मज्झे जठरे वसिओसि जणणीए ॥ ४० ॥

અર્થ—હે જીવ! તે માતાના પેટમાં રહી, માતાના દાંતે ચોરેલ અને માતાનું ખાધેલ એઠું અન્ન ખાઇ વમન અને શ્લેષ્મ વિષે નિવાસ કર્યો છે. ૪૦.

કદાચ આયુના કારણે બચ્ચપણમાં જીવતો રહ્યો તો પણ બચ્ચપણમા તેં કેવાં દુઃખો ભોગવ્યાં છે તે સાંભળ.

सिसुकाले य अयाणे असुईमज्झम्मि लोलिओसि तुमं ।
असुई असिया बहुसो मुणिवर ! बालत्तपत्तेण ॥ ४१ ॥

અર્થ:—હે મુનિવર! તું અજ્ઞાનમયી બાલ્યાવસ્થામાં અપવિત્ર

**ભાવાર્થ**.—આ સંસારમાં અનંત કાળ ભ્રમણ કરતાં છતાં પણ જીવને મનુષ્ય ભવની પ્રાપ્તિ થતી નથી, કદી થાય છે તો દુષ્કુળમાં, ત્યાં જન્મીને પણ પાપના કારણે માનુષ્ય (મનુષ્ય-પણું) પુનઃ નષ્ટ થાય છે અને યદિ સત્કુળમાં માનુષ્યની પ્રાપ્તિ થાય છે તો ત્યાં, જીવ ગર્ભમાં જ વિલય પામે છે, કાં જન્મતાં જ મરી જાય છે અને કાં બચપણમાં જ મરણ પામે છે આ સર્વ અવસ્થાઓમાં તો ધર્મની પ્રાપ્તિનો કોઇ અવસર જ હોતો નથી, માટે યુવાવસ્થાદિનો અવસર મળે તો ધર્મની સાધના અર્થે ઉત્તમ પ્રયત્ન કરવો જોઇએ આ તકને શોકાદિમાં ન ખોઈ નાખવી જોઇએ ૨૦

જગતના સ્વરૂપનું વર્ણન:—

स्थिर सदपि सर्वदा भृशमुदेत्यवस्थान्तरैः,
प्रतिक्षणमिदं जगज्जलदकूटवन्नश्यति ।
तदत्र भवमाश्रिते मृतिमुपागते वा जने ।
प्रियेऽपि किमहो मुदा किमु शुचा प्रबुद्धात्मनः ॥ २१ ॥

---

જગ્યામાં લોટયો છે તથા બાળપણાના કારણે ઘણીવાર અપવિત્ર વસ્તુ [ મળ–મૂત્ર આદિ ] ખાઈ ચૂકયો છે. ૪૧.

**असुही बीहत्थेहि य कलिमलबहुलाहि गब्भवसहीहि ।**
**वसिओसि चिरं कालं अणेयजणणीण मुणिवर ! ॥ १७ ॥**

**અર્થ:**—હે મુનિપ્રવર ! [ કુદેવયોનિથી ચ્યવી ] તમે અનેક માતાઓના અપવિત્ર, ઘૃણાજનક અને પાપરૂપ મળથી મલિન ગર્ભસ્થાનોમાં બહુ કાળ સુધી વસ્યા છો; માટે હવે શુદ્ધાત્મરૂપ નિશ્ચય સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રનું સેવન કરો, જેથી જન્મ-મરણના ફેરા ટળી જાય.

थिर सतरूप सदा जग भी यह उपजे विनशे ऐसे,
पर्यायान्तर कर क्षण क्षणमें जलदपटल हो जैसे ।
इससे जगमें जन्मत–मरते इष्ट जनोंके प्यारो,
हर्ष किये क्या ? अहो शोक कर क्या है साध्य? विचारो ॥२१॥

ભાવાર્થ:—આ જગત્ ( દ્રવ્ય દૃષ્ટિએ ) સદા સત્સ્વરૂપ તથા સ્થિર હોવા છતાં પણ ( પર્યાય દૃષ્ટિએ ) અવસ્થાન્તરો દ્વારા ક્ષણ ક્ષણમા મેઘપટલ( વાદળા )ની જેમ ઉપજે છે અને વિનશે છે. અત: આવી વસ્તુસ્થિતિ હોવા છતાં બુધ્ધિમાન પુરુષોને આ સસારમા કોઇ પ્રિય જનના જન્મ-પ્રસગે હર્ષ કરવાથી અને મરણ પ્રમગે શોક કરવાથી શું ફળ છે ? કાઇ પણ નહિ. ૨૧.

મૃત્યુ ટાળવાને દેવો પણ અસમર્થ તો મનુષ્યની કઈ ગણતરી ? —

लंघ्यन्ते जलराशयः शिखरिणो देशास्तटिन्यो जनैः,
सा वेला तु मृतेर्न पक्ष्मचलनस्तोकाऽपि देवैरपि ।
तत्कस्मिन्नपि संस्थिते सुखकरं श्रेयो विहाय ध्रुवम्,
कः सर्वत्र दुरन्तदुःखजनकं शोकं विदध्यात्सुधीः ॥ २२ ॥

सागर–पर्वत–देश–नदीको मनुज लाँघकर जावे,
मरण–घडीको पलकमात्र भी देव न लँघने पावें ।
इससे मरते किसी स्वजनके श्रेय त्याग सुखकारी,
सदा घोर दुखदाइ–शोकको कौन करे मतिधारी ? ॥ २२ ॥

ભાવાર્થ —મનુષ્યો, સમુદ્રો. પર્વતો, દેશો અને મોટી-મોટી નદીઓ ઓળંગી જઈ શકે છે; પરન્તુ મૃત્યુવેળાએ-મરણઘડીએ-એક પલકમાત્ર પણ મૃત્યુને ટાળવા-રોકવા,

દેવો પણ સમર્થ થઈ શકતા નથી, તો મનુષ્ય કેમ ટાળી શકે ? માટે એવો કોણ સુધીજન હોય કે જે સ્વજનના મરણ-સમયે સુખકર પુણ્ય-ધર્માચરણ છોડી સદા ઘોર દુઃખ-દાયક શોકનુ અનુષ્ઠાન કરે ? કોઇપણ સુધીજન શોક ન કરે; મૂઢ જન જ શોક કર્યા કરે ૨૨.

કર્મપ્રબન્ધ-ઉદયવશ સારાય જગતને જન્મ-મરણની પ્રાપ્તિઃ-

शार्दूलविक्रीडित

आक्रन्द कुरुते यदत्र जनता नष्टे निजे मानुषे,
जाते यच्च मुद तदुन्नतधियो जल्पन्ति वातूलताम् ।
यज्जाड्यात्कृतदुष्टचेष्टितभवत्कर्मप्रबन्धोदया-
न्मृत्यूत्पत्तिपरम्परामयमिदं सर्वं जगत्सर्वदा ॥ २३ ॥

स्वजन मरे पर जगमें मानव-गण जो अति बिललावें,
जन्मे मोद करें तिहि गणधर वातुलता बतलावें ।
कारण, जडता–दुश्चेष्टार्जित–कर्म–प्रबन्ध–उदयसे,
जन्म–मरण–परिपाटी–मय है यह सब जगत सदा से ॥२३॥

ભાવાર્થ.—આ સંસારમા, સ્વજનના મરણ-પ્રસંગે જનતા અતિ વિલાપ સાથે રુદન કરે છે અને બાળકના જન્મ-પ્રસંગે આનંદ માને છે તેને બુધ્ધિમાન-ઉદાર ગણધરદેવ પાગલપણુ કહે છે; કેમકે અજ્ઞાન અને દુષ્ચેષ્ટાઓથી ઉત્પન્ન કર્મપ્રબન્ધના ઉદયવશ આ આખુંય જગત્ અનાદિથી જન્મ-મરણની પરંપરાને પ્રાપ્ત છે તેમા નવીનતા, અસાધારણતા અથવા અદ્ભુત ઘટના જેવી કોઈ વાત નથી કે જે હર્ષ-શોકનો વિષય બનવા યોગ્ય હોય ! કોઇ વિશેષ ખાસ-કારણ વિના હર્ષ-શોકમાં પ્રવૃત્ત થવું તે પાગલપણાનુ લક્ષણ છે. ૨૩.

દુઃખરૂપ જાળથી ગૂંચાયેલ સંસારમાં વાસ કર્યા પછી શોક કરવો તે જડતાઃ--

गुर्वी भ्रान्तिरियं जडत्वमथवा लोकस्य यस्माद् वसन्,
संसारे बहुदुःखजालजटिले शोकी भवत्यापदि ।
भूतप्रेतपिशाचफेरवचितापूर्णे श्मशाने गृहं,
कः कृत्वा भयदादमंगलकृताद्भावाद्भवेच्छंकितः ॥ २४ ॥

बडी भ्रान्ति यह जग–जीवोंकी अथवा जडता मानें,
बहु दुख-जाल–जटिल जगमें बस आपदि शोक जु ठाने ।
भूत–प्रेत–चिति- फेरु–अमंगल–पूरित मरघटमाही–
करके घर, भयदाइ वस्तुसे को शंके मन माहीं ? ॥ २४ ॥

ભાવાર્થ—આ તે જગતના જીવોની કોઇ મોટી ભ્રાન્તિ અથવા જડતા છે કે બહુવિધ દુઃખોની જાલથી ગૂંચાયેલ સંસારમા વાસ કરતા છતા પણ મુસીબત આવ્યે અથવા દુઃખો ઉપસ્થિત થયે શોક કરે છે! એવો કોણ વિવેકી મનુષ્ય હોય કે જે ભૂત, પ્રેત, પિશાચ, શિયાળ ને ચિત્તા આદિથી પરિપૂર્ણ શ્મશાનભૂમિમાં ઘર બનાવીને રહેવાનું સ્વીકાર્યો પછી ભયકારક ને અમંગલકારી પદાર્થોથી શંકિત થાય ? કોઈ પણ ન થાય જેને એમ થાય તેને ભ્રાન્તિ અથવા જડતાને વશ સમજીએ તેમ, સંસારમાં વસનારાઓને પણ આપત્તિ સમયે શોક કરે તો તેવા સમજવા જોઇએ; અન્યથા શ્મશાનભૂમિ તુલ્ય અને સર્વત્ર દુઃખોની જાળથી ગૂંચાયેલ સંસારનો વાસ છોડવો જોઇએ, પરન્તુ આ તરફ કોઇ પ્રયત્ન જોવામા આવતો નથી અને તેથી સંસારમાં રહેવા છતા મરણાદિના પ્રસંગે શોકયુક્ત થવું તે તેમની ભ્રાન્તચિત્તતા અથવા જડતાનુ સૂચક જ છે. ૨૪

ઉદયાસ્ત આધીન ચન્દ્રનુ દૃષ્ટાન્ત --

मालिनी

भ्रमति नभसि चन्द्रः संसृतौ शश्वदङ्गी,
लभत उदयमस्तं पूर्णतां हीनतां च ।
कलुषितहृदयः सन् याति राशिं च राशे-,
स्तनुमिह तनुतस्तत्कोऽत्र मुत्कश्च शोकः ॥ २५ ॥

नभमण्डलमें चन्द्र भ्रमे ज्यो त्यो जगमे नित प्राणी,
गति उदयाऽस्त लहै वा त्यो ही हानि वृद्धि बखानी ।
अथवा राशीसे राशीको गमन करे शशि जैसे,
तनु तज तनु धारे कलुषित जिय, हर्ष-शोक फिर कैसे ? ॥२५॥

ભાવાર્થ—આકાશમા જે પ્રકારે ચન્દ્ર ભ્રમણ કરે છે અને ઉદયાસ્ત તથા હાનિ-વૃદ્ધિને પ્રાપ્ત થાય છે તે પ્રકારે આ દેહધારી જીવ પણ આ સસારમા પરિભ્રમણ કરે છે અને હાનિ-વૃદ્ધિને પ્રાપ્ત થાય છે અથવા જે રીતે ચન્દ્ર, મેષ આદિ રાશિથી અન્ય રાશિમા જાય છે તે રીતે આ કલુષિત-હૃદય સસારી પ્રાણી પણ એક દેહ છોડી અન્ય દેહ ધારણ કરે છે માટે સસારની એવી સ્વાભાવિક સ્થિતિમાં હર્ષ-શોક કરવાથી શુ ફળ છે ? કાઇ પણ નહિ ૨૫

तदिदिव चलमेतत्पुत्रदारादिसर्वं,
किमिति तदभिघाते खिद्यते बुद्धिमद्भिः ।
स्थितिजननविनाशं नोष्णतेवानलस्य,
व्यभिचरति कदाचित् सर्वभावेषु नूनम् ॥ २६ ॥

विद्युत्सम क्षणभंगुर सुत–दारादिक यह सब जानें,
नशते उनके खेद करें क्या ? जो नर चतुर सयाने ।
*उपजन–विनशन–थितिधारण यह शील सभी द्रव्यों का,
अग्नि–शील ज्यों उष्णपना है, नहि इसमे कहु धोका ॥२६॥

ભાવાર્થ:—સ્ત્રી-પુત્રાદિરૂપ જે કુટુંબ પરિવાર છે તે સર્વ વીજળીની ચમક સમાન ક્ષણભંગુર છે; તેમા સ્વભાવત ચલાચલી (જવા આવવારૂપ ચચળતા) લાગેલી પડી છે આવી સ્થિતિ હોવા છતા, કોઈ સ્વજન ગામતરુ કરે તો તેના માટે સમજુ, બુદ્ધિમાન મનુષ્ય પણ શા માટે ખેદ કરે છે તે કાંઈ સમજવામા આવતુ નથી. જેમ ઉષ્ણપણુ અગ્નિનો સ્વભાવ છે તેમ ઉપજવુ, વિનશવુ અને ટકવું ( ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય ) સર્વ દ્રવ્યોનો સ્વભાવ છે. તેમા કદિ વ્યભિચાર આવતો નથી–જરા પણ ફરક પડતો નથી. તેમ જ કોઈ ભ્રમની વાત નથી, પર્યાયો ( અવસ્થા )ની અપેક્ષાએ જીવનું ઉપજવું, *વિનશવુ નિરતર થયા કરે છે અને દ્રવ્યની અપેક્ષાએ સદા ધ્રૌવ્યપણુ રહે છે માટે પર્યાય–પરિવર્તન નિમિત્તે ખેદ કરવો તે બુદ્ધિમાનોનુ ચિહ્ન નથી–કેવળ મોહનુ પરિણામ છે. ૨૬

---

*શ્રી કુન્દકુન્દાચાર્ય દેવે 'પ્રવચનસારના જ્ઞેયતત્ત્વ અધિકાર' માં કહ્યુ છે કે —

**सदवस्थितं स्वभावे द्रव्यं द्रव्यस्य यो हि परिणामः ।**
**अर्थेषु स स्वभावः स्थितिसंभवनाशसंबद्धः ॥ ९९ ॥**

શબ્દાર્થ.-સ્વભાવમાં રહેલ-ટકેલ હોવાથી દ્રવ્ય સત્ છે, દ્રવ્યનો ગુણપર્યાયમા જે ઉત્પાદવ્યયધ્રૌવ્ય સહિત પરિણામ છે તે સ્વભાવ છે.

આવી રીતે શ્રી ઉમાસ્વામીએ 'મોક્ષશાસ્ત્રમાં' કહ્યુ છે કે —

**सद्द्रव्यलक्षणम् ॥ २९ ॥ उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ॥ ३० ॥**

શોક કરવાથી ગાઢ અસાતાવેદનીય કર્મનો બંધ ને તેનું ફળ નરક-તિર્યંચ ગતિ—

प्रियजनमृतिशोकं सेव्यमानोऽतिमात्रं,
जनयति तदसातं कर्म यच्चाऽग्रतोऽपि ।
प्रसरति शतशाखं देहिनि क्षेत्र उप्तं,
वट इव तनुबीजं त्यज्यतां सप्रयत्नात् ॥ २७ ॥

मृत्यु-शोकसे इष्टजनोंके उपजे कर्म असाता,
उसकी फिर शतशाखा फैलें देहीमें दुखदाता ।
छोटासा वट-बीज खेतमें बोया ज्यों भवि प्राणी ?
बहु विस्तार धरे त्यों, यह लख शोक तजो अघखानी ॥ २८ ॥

ભાવાર્થ—ઇષ્ટ જનોના મૃત્યુ પ્રસંગે અતીવ અફસોસ કરવાથી ભારે અસાતાવેદનીય કર્મ બંધાય છે, પછી તેની સેંકડો દુઃખદાયી શાખાઓ, ખેતરમાં રોપેલા છોટાસા વટ-

---

શબ્દાર્થ—દ્રવ્યનું લક્ષણ સત્ (અસ્તિત્વ) છે, જે ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય, યુક્ત હોય તે સત્ છે

આવું જ કથન પં શ્રી રાજમલ્લે અધ્યાત્મકમલ-માર્તંડમાં કર્યું છે; જે કે—

कैश्चित्पर्ययविगमैर्व्येति द्रव्य मुदेति समकाले ।
अन्यैः पर्ययभवनैर्धर्मद्वारेण शाश्वत द्रव्यम् ॥ १६ ॥

અર્થ—એક જ સમયમાં, દ્રવ્ય કોઈ પર્યાયના વિનાશથી વ્યયને પ્રાપ્ત થાય છે અને અન્ય કોઈ પર્યાયના ઉત્પાદથી ઉદયને પ્રાપ્ત થાય છે તથા દ્રવ્યત્વ-રૂપે તે શાશ્વત રહે છે અર્થાત્ સદા સ્થિર રહે છે. એ પ્રમાણે દ્રવ્ય એક જ સમયમાં ઉત્પાદાદિ ત્રયાત્મક પ્રસિદ્ધ છે.

વૃક્ષના બીજમાંથી વિસ્તરેલ શાખા-પ્રશાખાદિની જેમ પ્રસરે છે માટે શોક પ્રયત્નપૂર્વક તજવો જોઇએ; તે પાપની ખાણ અથવા તો દુઃખ-પરમ્પરાનું મૂલ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે અત્યંત શોક કરવાથી ગાઢ અસાતા વેદનીય કર્મ બંધાય છે અને તેના ફલમા નરક, તિર્યંચ આદિ અનેક યોનિઓમાં ભ્રમણ કરી નાના પ્રકારના દુખો સહેવા પડે છે માટે આચાર્ય પ્રભુ કહે છે કે સુજ્ઞ જનોએ જેમ બને તેમ શોક છોડી દેવા પ્રયત્ન કરવો જોઇએ

ક્ષણે-ક્ષણે આયુના થતા ક્ષયથી મૃત્યુ થવાનું જ તેમ જાણતા છતા શોક કરવો એ જ આશ્ચર્યઃ—

आर्या

**आयुः क्षतिःप्रतिक्षणमेतन्मुखमन्तकस्य तत्र गताः,**
**सर्वे जनाः किमेकःशोचयत्यन्यं मृतं मूढः ॥ २८ ॥**

क्षण-क्षणमें जो आयू छीजे वह यम-मुख सब जानें,
उसमें गत सब जीव, एक फिर अन्य-शोक क्यों ठानें?॥२८॥

**ભાવાર્થ.**—ક્ષણે-ક્ષણે આયુનો જે ક્ષય થાય છે તે યમ-મુખ છે; તે યમ-મુખમા-કાળના કોળિયામાં-સર્વે પ્રાણી ગયેલા છે અર્થાત્ સર્વની આયુ પ્રતિક્ષણ ઘટતી જાય છે; ત્યારે એક પ્રાણી મૂઢ બની અન્યનો શા માટે શોક કરે છે?

કહેવાનો આશય તો એ છે કે—યદિ આયુઃકર્મનો અંત ન હોય અથવા તો જીવો મરતા જ ન હોય તો ઇષ્ટ જનનો શોક કરવો ઉચિત છે; પરંતુ સમયે-સમયે આયુઃ-કર્મનો નાશ થઇ રહ્યો છે અને અનેક જીવો મરી ચૂકયા છે, મરતા જોઇએ છીએ, વળી પોતાને પણ મરવાને તૈયાર રહેવુ પડશે, એમ

જાણતાં છતા પણ અજ્ઞાની જીવ શોક કરે છે એ જ બહુ આશ્ચર્યજનક છે. ૨૮.

સર્વ પ્રાણી કાળનો કોળિયો છે માટે શોક કરવો તે વ્યર્થ –

अनुष्टुप

यो नात्र गोचरं मृत्योर्गतो याति न यास्यति ।
स हि शोकं मृते कुर्वन् शोभते नेतरः पुमान् ॥ २९ ॥

जो यम–गोचर है न जगतमे, हुआ कभी नही होवे ।
वह ही शोभे मृतक–शोक कर, अन्य वृथा ही रोवे ॥ २९ ॥

ભાવાર્થ.—ખરેખર, જે પ્રાણી આ જગતમા યમગોચર-કાળનો ગ્રાસ કદી થયો નથી, થતો નથી અને થશે નહિ તે જ પોતાના પ્રિય મૃતક માટે શોક કરી શોભાને પ્રાપ્ત થઇ શકે છે, અન્ય કોઈ પણ મનુષ્ય શોક કરી શોભા પામી શકતો નથી ૨૯.

ઉદયાસ્તને પ્રાપ્ત થતા સૂર્ય-દેવનુ દષ્ટાન્ત —

मालिनी

प्रथममुदयमुच्चैर्दूरमारोहलक्ष्मी -
मनुभवति च पात मोऽपि देवो दिनेशः ।
यदि किल दिनमध्ये तत्र केषां नराणाम्,
वसति हृदि विषादः सत्स्ववस्थान्तरेषु ॥ ३० ॥

पहेले ऊचा चढकर दिनकर अपना तेज प्रकाशे,
उस ही दिन पुनः नीचे उतरे स्वीय पतन अवभासे ॥
यह लख कौन मनुज हैं जिनके उरमे शोक बसे है ?
पर्यायोकी पलटन होते, सकल विवेक नसे है ॥ ३० ॥

ભાવાર્થ.—જે સૂર્યદેવ ઉદય પામી, પ્રથમ ઊંચા ચડી અને પોતાનું તેજ પ્રકાશી, પોતાની ઉચ્ચતાની શોભાનો અનુભવ કરતા હતા તે જ સૂર્યદેવ તે જ દિવસે નીચે ઉતરે છે અને પોતાના પતનનો અનુભવ કરે છે એ દેખી એવો કયો મનુષ્ય હોય કે જેને અવસ્થાઓનું ઊલટ-પાલટ થતાં હૃદયમાં શોક થાય અને વિવેક સ્થાન ન પામે? આવા અવિવેકી મનુષ્ય વાસ્તવિકપણે મનુષ્ય કહેવડાવવાને પાત્ર નથી. ૩૦.

કાળની ગતિ સંસારમાં સર્વત્ર છે—

वसन्ततिलका

आकाश एव शशिसूर्यमरुत्खगाद्याः,
भूपृष्ठ एव शकटप्रमुखाश्चरन्ति ।
मीनादयश्च जल एव यमस्तु याति,
सर्वत्र कुत्र भविनां भवति प्रयत्न ॥ ३१ ॥

शशि सूरज औ' पवनखगादिक नभमे ही विचरें है,
गाडी घोडा आदिक थलचर भू पर गमन करे हैं ।
मीनादिक जलमें हि चले, यम सर्व ठौर विचरे है,
मुक्ति विना किस थान जीवके रक्षा-यत्न सरे है ? ॥ ३१ ॥

ભાવાર્થ:—ચન્દ્ર, સૂર્ય, વાયુ, પક્ષી આદિ આકાશમાં જ વિચરે છે, ગાડી, ઘોડા આદિ ભૂમિ પર જ ચાલે છે અને મીન આદિ [ જલચર જીવ ] જલમાં જ ગતિ કરે છે; પરન્તુ યમની ગતિ તો સર્વત્ર છે. સંસારમાં એવું કયું સ્થાન છે કે જ્યાં યમ-કાલથી બચવાને જીવોનો પ્રયત્ન સફળ થઇ

શકે? કોઇ પણ સ્થાન એવુ નથી +મુક્તિ પ્રાપ્ત કર્યા વિના કોઈ પણ જીવ ગમે તેટલા ઉપાય કરીને પણ કાળની ઝપટ અને તેના આઘાતથી ક્યાય બચી શકતો નથી ૩૧

પૂર્વ કર્મોદય પાસે દેવ-દેવતાઓ પણ અસમર્થ છે—

शार्दूलविक्रीडित

किं देवः किमु देवता किमगदो विद्यास्ति किं किं मणिः,
किं मन्त्रः किमुताश्रयः किमुसुहृत्किं वा सुगंधोऽस्ति सः ।
अन्ये वा किमु भूपतिप्रभृतयः सन्त्यत्र लोकत्रये,
यैः सर्वैरपि देहिनः स्वसमये कर्मोदितं वार्यते ॥ ३२ ॥

कर्म-उदयके सन्मुख क्या हैं देव-देवता भाई ?
वैद्य-मन्त्र-औषध क्या कर हैं, मणि-विद्या-चतुराई ?
त्यो है मित्र-नृपादिक-आश्रय तीन लोकके माहीं,
ये सब मिलकर भी कर्मोदय टारन समरथ नाही ॥ ३२ ॥

ભાવાર્થ:—કર્મોના ઉદય સામે દેવ-દેવતા તે કોણ? ઔષધ, વિદ્યા અને મણિ તે શું કરી શકે? મંત્ર અને ચતુરાઈ શા કામમા આવી શકે? અને વળી આશ્રય, મિત્ર, સુગંધ તથા રાજાદિ પણ શું બનાવી શકે? કેમકે આ સર્વ એકત્ર થઈને પણ ત્રણ લોકમા કોઇ પણ સ્થળે આ જીવને નિયમપૂર્વક સ્વસમયે ઉદિત કર્મોથી બચાવવાને સમર્થ નથી આથી એમ સમજો કે કર્મોદય સામે કોઇનુ ય કાઇપણ ચાલી

---

+ જ્યારે જીવ તદ્દન કર્મરહિત થાય છે અર્થાત શુદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તેની મુક્તિ[મોક્ષ] થાય છે. પછી તેને પુનઃ જન્મ-મરણ હોતાં જ નથી.

શકતુ નથી; માટે ઇષ્ટવિયોગ અને અનિષ્ટસયોગના પ્રસગોએ શોક ન કરવો જોઇએ. ૩૨.

કાળ પાસે સર્વ અસમર્થ છે તેવો બોધ આપતાં દૃષ્ટાંતોઃ—

गीर्वाणा अणिमादिसुस्थमनसः शक्ताः किमत्रोच्यते,
ध्वस्तास्तेऽपि परम्परेण सपरस्तेभ्यः कियान् राक्षसः ।
रामाख्येन च मानुषेण निहितः प्रोल्लंघ्य सोऽप्यम्बुधिम् ,
रामोऽप्यन्तकगोचरः समभवत्कोऽन्यो बलीयान्विधेः ॥ ३३ ॥

अणिमादिक ऋद्धि-धारक क्यो देव समर्थ बखानें ?
ध्वस्त हुए जब वे रावणसे, तिहि बल भी क्या मानें ?
राम मनुजने जिसको मारा लॉघ अम्बुराशी को,
हुआ राम भी वह यम-गोचर, विधिसे अन्य बलिको? ॥३३॥

ભાવાર્થ —અણિમાદિ ઋધ્ધિધારક દેવોને પણ કેમ સમર્થ જાણવા ? કારણ કે તેઓ તો રાવણથી ધ્વસ્ત થયા; તે જ રાવણ રાક્ષસનુ બળ પણ શા હિસાબમા ? કેમકે તે પણ સમુદ્ર ઓળંગીને ગયેલ રામ નામના મનુષ્યથી મરાયો અને તે જ રામ પણ જ્યારે કાળ-ગોચર થયા ત્યારે વિધિથી-કર્મોદયથી અન્ય કોણ બળવાન સમજવો ? કોઇ પણ નહિ, એ સ્પષ્ટ છે ૩૩.

આબાલવૃદ્ધ સર્વ કાળ શિકારીના કોળિયા છે —

सर्वत्रोद्गतशोकदावदहनव्याप्तं जगत्काननं,
मुग्धास्तत्र वधूमृगीगतधियस्तिष्ठन्ति लोकैणकाः ।
कालव्याध इमान्निहन्ति पुरतः प्राप्तान् सदानिर्दय-
स्तस्माज्जीवति नो शिशुर्न च युवा वृद्धोऽपि नो कश्चन ॥३४॥

व्याप रहा है शोक दावानल इस भवनके माही
मूढलोक–मृग नारि मृगीमें लीन वही निवसाही ।
कालव्याघ्र निर्दयी सदा पा, सन्मुख इन सबको ही,
मारे, नहि शिशु तरुण वृध्द भी उससे बचता कोई ॥३४॥

**ભાવાર્થ:**—આ સસાર-વન સર્વત્ર શોક-દાવાનલથી વ્યાપી રહેલ છે. ચારે દિશામા દુ ખ-શોકનો અગ્નિ બળી રહ્યો છે, આમ છતા મૂઢ લોકરૂપ મૃગો સ્રીરૂપ મૃગીમા આસક્ત થઇ તે [સંસાર] માં ઘર કરી રહ્યો છે ! [ તેમને કાળરૂપ શિકારીની કાંઇ ખબર જ નથી. ] તે નિર્દય કાળ-વ્યાઘ [શિકારી] આ સન્મુખ પ્રાપ્ત સર્વ મૃગ-મૃગીઓને સદા મારી નાંખે છે ત્યારે કાળ+ પાસે બચ્ચું, યુવાન કે વૃદ્ધ-કોઇ પણ બચી શકતુ જ નથી; સર્વને કાળના મુખમા જઇ સ્વાહા થવુ જ પડે છે. ૩૪.

*सम्पच्चारुलतः प्रियापरिलसद्वल्लीभिरालिंगितः,
पुत्रादि–प्रियपल्लवो रतिसुखप्रायैः फलैराश्रितः ।

---

+આવુ જ કથન શ્રી પૂજ્યપાદ સ્વામીએ 'શ્રાવકાચાર' મા કર્યું છે –

दावाग्नि· शुष्कमार्द्रं वा काष्ठं न त्यजति ध्रुव ।
यथा तथा यमो लोके बाल वृद्ध च यौवनं ॥ ९२ ॥

**અર્થ.**—જેમ, દાવાગ્નિ શુષ્ક અને લીલા વૃક્ષોને પણ બાળી નાંખે છે તેમ, યમરાજ [ મૃત્યુ ] બાલ, વૃદ્ધ, યુવાન-સર્વને મારી નાંખે છે.-કોઇને છોડતો નથી. ૯૨.

* ૨૧૦ પરમકૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર દેવે કહ્યું છે કે:—
નથી ધર્યો દેહ વિષય વધારવા,
નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા;

जातः संसृतिकानने जनतरुः कालोग्रदावानल-,
व्याप्तश्चेन्न भवेत् तदा बत बुधैरन्यत्किमालोक्यते ॥३५॥

लक्ष्मी-चारुलता-युत वनिता-वेलालिंगित जानो,
पुत्रादिक प्रिय पत्र तथा रति-सुख-फल-सहित प्रमानो ।
यों उपजा भववनमें जनतरु, काल-दावानलसे जो,
व्याप्त न हो तो अन्य और क्या बुधजन अवलोके जो ॥३९॥

**ભાવાર્થ:**—આ સંસાર-વનમા લક્ષ્મીરૂપ સુંદર લતાથી યુક્ત, વનિતારૂપ સુશોભિત વેલથી આલિંગિત, પુત્રાદિરૂપ પ્રિય પત્રોથી મંડિત અને પ્રાય: રતિ-સુખરૂપ ફળોથી આશ્રિત બની રહેલ આ પુરુષ-વૃક્ષ ઉત્પન્ન થયેલ છે, તે વૃક્ષ જ્યાંસુધી કાલ દાવાનલથી વ્યાપ્ત થતુ નથી અર્થાત્ કાળાગ્નિ તેમાં રમતો નથી ત્યાસુધી બુધજન બીજુ શુ જોઇ રહે છે તે કાઇ સમજમાં આવતુ નથી! જે દેખવા લાયક ચીજ બની છે તેની તો જ્યારે શીઘ્ર આવી દુર્દશા થનારી છે અને તેથી તે મનપસંદ વસ્તુ રહેવાની નથી ત્યારે બીજી તરફ એવી કઇ સુંદર અને સ્થિર રહેનારી વસ્તુ છે કે જેના તરફ મન લગાડી શકાય ?—એ બુદ્ધિમાનોએ વિચારવું જોઇએ; માટે તેઓએ જયાં-ત્યાની શોભા નિરખવામાં આનંદ અને અગ્નિ-સંસ્કાર નિમિત્તે ખેદ વ્યક્ત કરવામા ન પડ્યા રહેતા સ્વ તરફ જોવું જોઇએ, પોતાના સ્વરૂપનો-આત્મસ્વરૂપનો-વિચાર કરવો જોઇએ અને જે *ભવ-વનમાં

---

*આવો જ ભાવ શ્રીપૂજ્યપાદ સ્વામીએ 'ઇષ્ટોપદેશ' ગ્રંથમા કહ્યો છે —

विपत्तिमात्मनो मूढः परेषामिव नेक्षते ।
दह्यमानमृगाकीर्णवनांतरतरुस्थवत् ॥ १४ ॥

**અર્થ**—અનેક વનચર જીવોથી વ્યાપ્ત વનમાં આગ લાગ્યે

કાળ-દાવાનલ ખેલી રહ્યો છે અને સર્વને ભસ્મ કરી રહ્યો છે તેમાંથી ભાગી છૂટવાનો ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. અથવા ઉક્ત વૃક્ષ જેવી સુસમ્પન્ન દશા પામીને પણ અન્ય અધિક તૃષ્ણામાં ફસાવુ ન જોઇએ તેને જ ગનીમત-સંતોષકારક સમજી પોતાનું *આત્મહિત સાધવા પ્રયત્ન કરવો જોઇએ; અને કાળ દાવાનલ દ્વારા ભસ્મ થવા પહેલાં જ દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ રત્નત્રય ધર્મનું આરાધન કરી દુર્લભ મનુષ્ય-જન્મને સાર્થક કરી લેવો જોઇએ ૩૫

મનુષ્ય ભયભીત બની સંસારની વૃદ્ધિ કરે છે:—

वाञ्छन्त्येव सुखं तदत्र विधिना दत्तं पर प्राप्यते,
नूनं मृत्युमुपाश्रयन्ति मनुजास्तत्राप्यतो बिभ्यति ।
इत्थं कामभयप्रसक्तहृदया मोहान्मुधैव ध्रुवम् ।
दुःखोर्मिप्रचुरे पतन्ति कुधियः संसारघोरार्णवे ॥ ३६ ॥

---

વૃક્ષ ઉપર બેઠેલ મનુષ્ય સમાન આ અજ્ઞાની જીવ બીજાના જેવી પોતાની વિપત્તિનો જરાપણ ખ્યાલ કરતો નથી આ જ પ્રમાણે સદ્‌બોધ શ્રી પૂજ્યપાદસ્વામીએ 'શ્રાવકાચાર'માં કહ્યો છે

* આત્મહિતોપયોગી આત્મભાવના

येनात्मनाऽनुभूयेऽहमात्मनैवात्मनात्मनि ।
सोऽहं न तन्न सा नासौ नैको न द्वौ न वा बहु ॥ २३ ॥

અર્થ-હું પોતે જ ચૈતન્યસ્વરૂપે સ્વ આત્મામાં જ સ્વસંવેદન-દ્વારા સ્વ આત્માને અનુભવુ છું; તે શુદ્ધાત્મસ્વરૂપ હું નથી તો નપુંસક, નથી તો સ્ત્રી, નથી તો પુરુષ; નથી તો એક, બે કે બહુ; આ સર્વ કર્મજનિત અવસ્થાઓ છે મારું નિજરૂપ નથી-મારું શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ તો આ સર્વથી પર છે. समाधितंत्र ।

वाँछे हैं सुख मनुज जगतमें, कर्म दिया पर पावें,
मरण अवश्य लहें हैं तौ भी उससे सब भय खावें।
यो इच्छा–भय–लीन–चित्त हो व्यर्थ मोहवश प्राणी–
दुख–लहर–युत भवसमुद्रमें पड़ें कुमति–अगवानी ॥ ३६ ॥

ભાવાર્થ:–આ સંસારમાં મનુષ્ય નિરંતર સુખની ઇચ્છા રાખે છે, પરન્તુ તે પોતાના પૂર્વોપાર્જિત કર્માનુસાર મળે છે; સંસારમાં સર્વને મરવાનું છે–કોઇપણ આ અવશ્યંભાવી મૃત્યુથી બચી શકતું નથી, છતાંય લોક તેનાથી ભય પામે છે અર્થાત્ મૃત્યુનું નામ સાંભળતાં જ થરથર કમ્પે છે. આવી રીતે ઇચ્છા અને ભયમાં લીન–ચિત્ત બની મૂઢ પ્રાણી મોહવશ અત્યંત દુઃખરૂપ લહેરોથી વ્યાપ્ત ઘોર સંસાર–સમુદ્રમાં સદાને માટે પડે છે, અર્થાત્ પાપકર્મના બન્ધદ્વારા પોતાનો સંસાર વધારી અધિકાધિક દુઃખ વહોરે છે. ૩૬

---

પૂજ્યપાદસ્વામીએ 'સમાધિતંત્ર' માં આવું જ કહ્યું છે –

दृढात्मबुद्धिर्देहादावुत्पश्यन्नाशमात्मनः ।
मित्रादिभिर्वियोगं च बिभेति मरणाद् भृशम् ॥ ७६ ॥

ભાવાર્થ –ફાટલ પુરાણું વસ્ત્ર કાઢી નાંખી નવું વસ્ત્ર પહેરતાં જેમ કોઈ પ્રકારે દુ:ખ ન થાય તેમ, એક શરીર છોડી બીજું નવું શરીર ધારણ કરતાં–થતાં–કોઇ પ્રકારે દુઃખ ન થવું જોઇએ; પરન્તુ અજ્ઞાની જીવ મોહના તીવ્ર ઉદયવશ જ્યારે શરીરને જ આત્મા સમજે છે અને શરીર સંબંધી સ્ત્રી–પુત્ર–મિત્રાદિ પર પદાર્થોને આત્મીય માને છે ત્યારે, મરણ સમુપસ્થિત થયે તેને પોતાનો [પોતાના આત્માનો] નાશ અને આત્મીય જનોનો વિયોગ દેખાય છે અને તેથી તે [બહિરાત્મા] મરણથી ઘણો જ ડરે છે. ૭૬

સંસાર-સરોવરના ઇન્દ્રિયજનિત વિષયસુખરૂપ જળમાં ક્રીડા કરતા મનુષ્ય-મીનને નિકટવર્તી ઘોર આપદા—

मालिनी

स्वसुखपयसि दीव्यन्मृत्युकैवर्तहस्त-
प्रसृतघनजरोरुप्रोल्लसज्जालमध्ये ।
निकटमपि न पश्यत्यापदां चक्रमुग्रं,
भवसरसि वराको लोकमीनौघ एषः ॥ ३७ ॥

इन्द्रियसुखजलमें क्रीडत नीत जगत-सरोवर-माही,
यम-धीवर-कर-प्रसृत चमके जराजाल जहँ भाई !
उसमे फँसकर लोकरूप यह दीन-मीन-समुदाई,
निकटप्राप्त भी घोर आपदाओंको देखत नाही ॥ ३७ ॥

ભાવાર્થઃ—આ સંસાર સરોવરમા યમ ધીવર [માછી] ના હાથથી પથરાયેલ ઘન અને વિસ્તીર્ણ ચમકતી જરા-જાળમા ફસાઇને પણ આ લોકરૂપ દીન-હીન માછલાંનો સમૂહ પોતાના ઇન્દ્રિય સુખરૂપ જળમા ક્રીડા કરતો રહે છે અને નિકટમા જ પ્રાપ્ત થનાર ઘોર આપદાઓના ચક્રને દેખતો નથી એ જ ખેદનો વિષય છે ! અર્થાત્ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા છતા પણ જેઓ ઇન્દ્રિયજનિત વિષય-સુખોમાં મગ્ન રહે છે તેમની દશા ઘણી જ ખેદજનક છે ! એવા લોકો જાળમાં ફસાઈ ક્રીડા કરતાં માછલાંની માફક તરત જ ઘોર આપદા-ઓને વહોરી લે છે. ૩૭.

મોહી જીવ સંસારની વૃદ્ધિ કરે છે તેથી બંધનમુક્તિ કઠિનઃ—

शार्दूलविक्रीडित

मृण्वन्नन्तकगोचरं गतवतः पश्यन् बहून् गच्छतो,

मोहादेव जनमस्तथापि मनुते स्थैर्यं परं ह्यात्मनः ।
संप्राप्तेऽपि च वार्द्धके स्पृहयति प्रायो न धर्माय यत्,
तद्बध्नात्यधिकाधिकं स्वमसकृत्पुत्रादिभिर्बन्धनैः ॥ ३८ ॥

सुन गत जीवोंको यमगोचर लख बहुतों को जाते ।
आत्मस्थिरता मानें जो नर वे मोही कहलाते ।
वृद्धावस्था प्राप्त हुए भी जो न धर्म चित्त लावें,
अधिक अधिक वे पुत्रादिक बंधनसे आत्म बँधावें ॥ ३८ ॥

ભાવાર્થ:—ગત જીવોને કાળના મુખમા ગયેલા સાંભળી અને ઘણાંઓને પોતાની સામે કાળના મુખમાં જતાં-મરતાં-દેખીને પણ જે જીવ પોતાને અમર સમજે છે તેનું કારણ એક માત્ર *મોહ છે અને તેથી તે મોહી કહેવાય છે. વૃધ્ધાવસ્થા પ્રાપ્ત થયેલ હોવા છતાં પણ જે જીવ ધર્મમાં મન પરોવતો નથી તે પુત્ર-પૌત્રાદિક બધનોથી પોતાના આત્માને વારવાર વધારે-વધારે બાંધતો રહે છે આવા જીવનું બધનથી મુક્ત થવાનુ કાર્ય કઠિન થતું જાય છે ૩૮

दुश्चेष्टाकृतकर्मशिल्पिरचितं दुःसन्धिदुर्बन्धनम्,
सापायस्थितिदोषधातुमलवत्सर्वत्र यन्नश्वरम् ।
आधिव्याधिजरामृतिप्रभृतयो यच्चाऽत्र चित्रं न तत्,
तच्चित्रं स्थिरताबुद्धैरपि वपुष्यत्राऽपि यन्मृग्यते ॥ ३९ ॥

---

*ઉપજે મોહ-વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર.
શ્રીમદ્ રાજચંદ્ર.

निर्बल–सन्धि–बन्धनयुत तनु अघकर्म–शिल्पि–निर्मित जो,
मलदोषादिभरा औ' नश्वर विनशत वार न जिस को।
आधि–व्याधि–जर–मरणादिक यदि हो तो चित्र यहाँ को?
अचरज है बुद्धजन भी तनुमे अवलोकें स्थिरताको!॥ ३९॥

**ભાવાર્થ**:—નિર્બળ સાંધા અને બાંધાવાળુ આ શરીર, દુષ્ચેષ્ટાથી કરાયેલ પાપકર્મરૂપ શિલ્પિદ્વારા ઘડાયેલુ–રચાયેલું–છે, મલ–મૂત્રાદિથી ભરેલું છે, વાત-પિત્ત-કફાદિ દોષોથી ઘેરાયેલું છે, હાડકાં આદિ કુધાતુઓથી નિર્મિત છે અને સાથે-સાથે નાશવાન્ છે, વિનાશયુક્ત સ્થિતિને પ્રાપ્ત છે-તેને વિનશતા અને ક્ષીણ થતા જરા પણ વાર લાગતી નથી; આવા શરીરમા યદિ આધિ-*વ્યાધિ ઉત્પન્ન થાય–માનસિક તથા શારીરિક વેદનાએ પોતાના અડ્ડા જમાવે, અને જરા–મરણાદિનો સચાર થાય તો તેમાં આશ્ચર્યની કોઈ વાત જ નહિ. આશ્ચર્ય તો ત્યારે થાય કે જ્યારે બુધજન પણ આવા શરીરની સ્થિરતાની ખોજ કરે–સદા એકરૂપ રહેવાની ભાવના ચિતવે. ૩૯.

**સાંસારિક વિષય–સુખો વિષમિશ્રિત ભોજન સમાન છે**—

लब्धा श्रीरिह वांछिता वसुमती भुक्ता समुद्रावधिः,

---

*શ્રીકુન્દકુન્દાચાર્ય દેવે 'ભાવપ્રાભૃત'મા શરીરમાની વ્યાધિઓનુ વર્ણન કર્યું છે કે.—

पक्केंगुलि बाही छण्णवदी होंति जाण मणुयाण।
अवसेसे य सरीरे रोया भण कित्तिया भणिया ॥ ३७ ॥

અર્થ:—મનુષ્યોના શરીરે એકેક અગુલપ્રદેશે ૯૬–૯૬ રોમ થાય છે; તો કહો કે શેષ સમસ્ત શરીરમાં કેટલા રોમ હોઇ શકે? હે જીવ! તું આ બરાબર સમજ.

प्राप्तास्ते विषया मनोहरतराः स्वर्गेऽपि ये दुर्लभाः ।
पश्चाच्चेन्मृतिरागमिष्यति ततस्तत्सर्वमेतद्विषा-
श्लिष्टं भोज्यमिवातिरम्यमपि धिङ्मुक्तिः परं मृग्यताम् ॥४०॥

सागरान्त-भू-भोगी, वॉछित लक्ष्मी जगमें पाई,
पाये वे रमणीय विषय हैं सुरदुर्लभ जो भाई ।
पर पीछे आवेगी मृत्यु, इससे वे सब प्यारो !
विष-मिश्रित-भोजन-सम धिक हैं, मुक्तिमार्ग अवधारो ॥४०॥

ભાવાર્થ:—આ જગતમાં મનોવાછિત લક્ષ્મી પ્રાપ્ત થઈ, સમુદ્ર-પર્યન્ત પૃથ્વી ભોગવી અર્થાત્ તે પર રાજ્ય કર્યું અને સ્વર્ગમા દેવોને પણ દુર્લભ એવા અતિ મનોહર-રમણીય-વિષય પ્રાપ્ત કર્યા, પરન્તુ આ સર્વને અંતે તો મૃત્યુ આવશે જ. માટે હે આત્મન્! જે વિષયમા તુ રચી-પચી રહ્યો છે અને જેમા ઇષ્ટ-વિયોગાદિરૂપ થોડી બાધા ઉપસ્થિત થયે તું હાહાકાર કરી મૂકે છે, તે સર્વ, વિષમિશ્રિત ભોજન સમાન ધિક્કારને પાત્ર છે, અર્થાત્ જેમ વિષ મેળવેલ ભોજન ખાવા સમયે સ્વાદિષ્ટ માલૂમ લાગતાં છતા પણ અંતે પ્રાણોનુ વિનાશક હોવાથી ત્યાજ્ય છે તેમ એ વિષયસુખ પણ ભોગવતી વખતે મનરજક લાગતા છતાં પણ અંતે દુર્ગતિનું કારણ હોવાથી ત્યાગવા યોગ્ય છે માટે તે પ્રત્યેની આસક્તિનો ત્યાગ કરી અને ફરી વિયોગ આદિ કષ્ટો ઉઠાવવા ન પડે તેવા મોક્ષ માર્ગ પર ચડ. ૪૦.

**મોટા ચક્રવર્તિ રાજાનુ બળ કાર્યકારી ક્યાં સુધી ?**

युद्धे तावदलं रथेभतुरगा वीराश्च दृप्ता भृशम्,
मंत्राः शौर्यमसिश्च तावदतुलाः कार्यस्य संसाधकाः ।

राज्ञोऽपि क्षुभितोऽपि निर्दयमना यावज्जिघत्सुर्यमः ।
क्रुद्धो धावति नैव सन्मुखमितो यत्नो विधेयो बुधैः ॥ ४१ ॥

रणमें तब तक समरथ रथ गज अश्व वीर गर्वी हैं,
मंत्र पराक्रम खड्ग तभी तक साधक कार्य सभी हैं ।
जब तक भूखा भक्षण–इच्छुक निर्दय काल जु मानो,
होकर कुपित न दौडे सन्मुख पूर्व यत्न बुध ! ठानो ॥ ४१ ॥

ભાવાર્થ—જ્યાં સુધી ભૂખ્યો, નિર્દયી, ભક્ષણ-ઈચ્છુક યમ કુપિત થઈ સામો દોડતો આવ્યો નથી ત્યાંસુધી જ રાજાના રથ, હાથી ને ઘોડા યુદ્ધમા સમર્થ છે, વીર યોદ્ધા ખૂબ ગર્વ ધારણ કરે છે, મંત્ર, પરાક્રમ અને તરવાર પણ કાર્યના અતુલ્ય સાધક બને છે; વિકરાળ કાળ સામે આવતા જ સર્વના કાર્યોમા શિથિલતા આવી જાય છે. માટે કાળ સન્મુખ આવે તે પહેલા જ બુધજનોએ અહીં પોતાનુ આત્મહિત સાધવાનો થોડો ઘણો પ્રયત્ન કરવો જોઇએ. મૃત્યુ સાક્ષાત્ સન્મુખ આવતા અને તેનો કોળિયો થવાની નોબત વાગતા તો પછી કાંઈ પણ બની શકશે નહિ ૪૧

ધન અને જીવતરની ક્ષણભંગુર સ્થિતિ—

+राजाऽपि क्षणमात्रतो विधिवशाद्रंकायते निश्चितम्,
सर्वव्याधिविवर्जितोऽपि तरुणोऽप्याशु क्षयं गच्छति ।
अन्यैः किं किल सारतामुपगते श्री–जीविते द्वे तयोः,
संसारे स्थितिरीदृशीति विदुषा क्वाऽन्यत्र कार्यो मदः ॥४२॥

---

+ આવા આશયવાળું કાવ્ય સ્વ૦ કવિવર બનારસીદાસે કહ્યુ છે.–
जासौं तू कहत यह सम्पदा हमारी सो तौ,

राजा भी क्षणमें विधि–वशसे अवश रंक हो जावे,
सर्व व्याधिसे रहित तरुण भी शीघ्र नाशको पावे।
औरोंसे क्या ? साररूप जो धन जीवन दो जानो,
उनकी ऐसी स्थिति जगमें बुध ! तब कीसमें मद ठानो॥४२॥

ભાવાર્થ –આ સંસારમાં વિધિવશ–પૂર્વોપાર્જિત કર્માધીન–થતાં રાજા પણ ક્ષણભરમાં નિશ્ચયપૂર્વક રંક બની જાય છે અને તદ્દન રોગરહિત તરુણ–નવજુવાન–પણ શીઘ્ર નાશ–મૃત્યુને–પામે છે; બીજાની તો વાત જ શી ? જ્યારે સંસારમાં સારરૂપ મનાયેલ ધન અને જીવતર–બન્નેની આવી ક્ષણભંગુર સ્થિતિ છે ત્યારે બુધજનોએ શું મેળવી અભિમાન કરવું રહ્યું ? તેમના મદ માટે કોઈ પણ સ્થાન નથી. વિધિના ચક્રમાં પડયે તેમના બધાય મદના દમભરમા ચૂરેચૂરા થઈ જશે ૪૨

हन्ति व्योम स मुष्टिनात्र सरितं शुष्कां तरत्याकुल–
स्तृष्णार्तोऽथ मरीचिकाः पिबति च प्रायः प्रमत्तो भवन्।

---

साधनि[1] अडारी[2] ऐसे जैसे नाक सिनकी[3]
ताहि तू कहत याहि पुन्न[4] जोग पाई सो तौ,
नरककी भाई[5] है बडाई[6] डेढ दिनकी।
घेरा[7] मांहि परयौ[8] तू विचारै सुख आंखिनको[9],
माखिनके[10] चूटत मिठाई जैसै भिनकी[11]।
एते परि होहि न उदासी जगवासी जीव,
जगमें असाता[12] है न साता एक छिनकी[13]

૧ સાધુ, ૨ છોડે ૩ રેડા–શ્લેષ્મ ૪ પુણ્ય, ૫ બાનુ, ૬ મોટાઈ, ૭ કુટુંબીજનના ઘેરામા, ૮ રહ્યો, પડયો ૯ આંખનુ, ૧૦ માખીનુ, ૧૧ બણબાણાટ, ૧૨ સુખ, ૧૩ ક્ષણમાત્રની.

प्रोत्तुंगाचलचूलिकागतमरुत्प्रेंखत्प्रदीपोपमै-
र्यः सम्पत्सुतकामिनीप्रभृतिभिः कुर्यान्मदं मानवः ॥४३॥

मुट्ठीसे वह व्योम हने या शुष्क नदी तिरता है,
व्याकुल हो वा मत्त-तृषातुर हो मरीचि पीता है।
ऊँचे पर्वतशिखर पवनसे कम्पित-दीप-समानी,
धन कान्ता-सुत-आदिकमें मद कर नर जो है मानी ॥४३॥

ભાવાર્થ —સમ્પત્તિ, સ્ત્રી, પુત્રાદિની સ્થિતિ ઊંચામા ઊંચા પર્વતના શિખર પર રાખેલ અને ત્યા પવનના ઝપાટાથી કમ્પતા તેમજ ક્ષણભરમા બુઝાવાની સ્થિતિવાળા દીપકના જેવી જ છે. એવા ક્ષણભંગુર ધનાદિ પામી જે મનુષ્ય ઘમડ-અભિમાન કરે છે તે પ્રાય પાગલ થઇ મુક્કા મારી આકાશનો નાશ કરવા ચાહે છે! વ્યાકુલ બની સૂકી નદી તરવાની ચેષ્ટા કરે છે! અને તરસથી પીડિત થઇ મૃગમરીચિકા [મૃગજળ-ઝાંઝવાના નીર] પીવાનો ઉદ્યમ કરે છે! એ સર્વ કાર્ય જેમ વ્યર્થ છે અને એમ કરનારના પાગલપણાને સૂચવે છે તેમ ધન, પુત્ર, સ્ત્રી આદિ પ્રાપ્ત કરી અહંકાર કરવો તે વ્યર્થ છ અને તે અહંકારીના પાગલપણાને સૂચવે છે ૪૩

*लक्ष्मीं व्याधमृगीमतीवचपलामाश्रित्य भूपा मृगाः,
पु(त्रा)त्रादीनपरान्मृगानतिरुषा निघ्नन्ति सेर्ष्यं किल।
सज्जीभूतघनापदुन्नतधनुः संलग्नसंहृच्छरं,
नो पश्यन्ति समीपमागतमपि क्रुद्धं यमं लुब्धकम् ॥ ४४ ॥

---

*શ્રી પૂજ્યપાદ સ્વામીએ 'લક્ષ્મીની ચંચળતા' સબધી 'ઇષ્ટોપદેશ' ગ્રથમાં બહુ સુદર રીતે સમજાવ્યુ છે -

व्याध–मृगी चपला–लक्ष्मीको भूपतिमृग अपनाई,
पु(भ्रा)त्रादिक अन मृगन क्रोधसे मारें ईर्षा लाई ।
आपद्–धनुष–भयंकर–सज्जित और तीर ताने जो,
कुपितरूप सन्मुख आया भी काल–व्याध न लखें वो ।।४४।।

ભાવાર્થ'–ભૂપતિરૂપ મૃગ શિકારીની હરણી સમાન અતીવ ચંચળ લક્ષ્મીને પોતાના આશ્રયમા લઈ–ભાઇ–પુત્રાદિરૂપ અન્ય મૃગો સાથે ઈર્ષાભાવ ધારણકરી તેમને અતિ ક્રોધપૂર્વક મારે છે, પરતુ આવી રીતે વર્તતો તે [ભૂપતિરૂપ મૃગ], તીર ચઢાવીને ખેચેલ આપદ્રૂપ ભયંકર ધનુષથી સજ્જિત ને સાક્ષાત્ ક્રોધ–મૂર્તિ બનેલ કાળ–શિકારીને, સન્મુખ આવેલ હોવા છતાં પણ દેખતો નથી એ જ બહુ ખેદની વાત છે ! જે, કાળ શિકારીની માયામય મૃગી છે અને જે કદી કોઇની થઈ નથી, તેમજ થઇ શકતી નથી એવી ચચળ લક્ષ્મીના મોહમા ફસાઇને ઈર્ષાપૂર્વક અન્યને સંહાર કરનાર ભૂપતિ, પોતાના નિકટતમ પ્રાપ્ત મૃત્યુનો જરાપણ ખ્યાલ કરતો નથી એ જ મોટો ખેદનો વિષય છે. ૪૪

---

दुरर्ज्येनासुरक्ष्येण नश्वरेण धनादिना ।
स्वस्थंमन्या जन कोऽपि ज्वरवानिव सर्पिषा ।।१३।।

અર્થ –જેમ જ્વરથી પીડિત મનુષ્ય જ્વરનો દાહ મટાડાવા ઘી ખાઇને પોતાને સ્વસ્થ થયો માને છે, પરન્તુ વાસ્તવિકપણે તે સ્વસ્થ થઇ શકતો નથી, ઊલટો તે વધારે દુઃખી થાય છે તેમ, અજ્ઞાની જીવ ધનાદિથી પોતાને સુખી માને છે પરતુ વાસ્તવિકપણે તે સુખી કહી શકાય નહિ, કેમકે ધન કમાતા અત્યત કષ્ટ થાય છે, અસુરક્ષ્ય છે અર્થાત્ પ્રાપ્ત થવા પછી બહુ કઠિનતાથી તેની રક્ષા થઇ શકે છે, તદુપરાંત તે નશ્વર છે–જોતજોતામાં તે નષ્ટ થનારુ છે. ૧૩.

મરણના શોક કરનારને સંસારનું પરિભ્રમણ -

**मृत्योर्गोचरमागते निजजने मोहेन यः शोककृत,**
**नो गन्धोऽपि गुणस्य तस्य बहवो दोषाः पुनर्निश्चितम् ।**
**दुःखं वर्द्धत एव नश्यति चतुर्वर्गो मतेर्विभ्रमः,**
**पापं रुक्च मृतिश्च दुर्गतिरथ स्याद्दीर्घसंसारिता ॥ ४५ ॥**

मोही हो कर इष्ट मरण पर शोक करे जो प्राणी,
लाभ न उसको रंचमात्र, पर विपुल सहैं वह हानी ।
दुख बढे, धर्मादि नशें औ' मति-विभ्रम हो जावे,
पाप रोग कुमरण पुन दुर्गति, जो जग-भ्रमण करावे ॥४५॥

**ભાવાર્થ:**—જે પ્રાણી પોતાના ઇષ્ટ સ્વજનનું મરણ સમીપ આવ્યે મોહવશ શોક કરે છે તેના તે શોકમાં ગુણની ગંધ પણ નથી. કિન્તુ ઘણા દોષોનું હોવું સુનિશ્ચિત છે અર્થાત્ શોક કરવાથી તેને અંશ માત્ર પણ લાભ નથી, ઊલટી બહુ હાનિ સહન કરવી પડે છે. [ એ હાનિ સંક્ષેપમાં આ પ્રમાણે છેઃ- ] તેનું દુઃખ વધી જાય છે, ધર્મ-અર્થ-કામ-મોક્ષ-એ ચારે પુરુષાર્થોનો નાશ થઇ જાય છે-શોકદશામાં કોઇપણ પુરુષાર્થ તેનાથી બનતો નથી, બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, પાપ ઉત્પન્ન થાય છે, રોગ સતાવે છે અને કુમરણ થાય છે, તેના ફળસ્વરૂપે દુર્ગતિની પ્રાપ્તિ થઇ સંસાર-પરિભ્રમણ વધી જાય છે ૪૫.

આ સંસાર દુઃખનું જ ઘર છે—

आर्या

**आपन्मयसंसारे क्रियते विदुषा किमापदि विषादः ।**
**कस्त्रस्यति लंघनतः प्रविधाय चतुष्पथे सदनम् ॥ ४६ ॥**

*यह जग है सब दुख–सदन जब यहॉ बसेरा ठाना,
दुखोंसे किस हेतु सुजन तब चित्त अपना अकुलाना ?
जो अपना घर बाध रहे है, मनुज चतुष्पथमाही,
लघनके भयसे तब कैसे वह शके मनमाही ? ॥ ४६ ॥

ભાવાર્થ —આ આખો સસાર દુખમય–દુખોનુ ઘર–છે, જ્યારે એવામા રહેવા–વસવાનુ સ્થાન લીધુ છે ત્યારે દુ:ખો સામા આવ્યે વિદ્વાનો શાના માટે આકુલતા–વ્યાકુલતા કરે છે? ચિત્તમા આકુલતા–વ્યાકુલતા લાવવાથી કોઇ લાભ નથી. યદિ કોઇ મનુષ્ય પોતાનુ ઘર ચૅારા[ મધ્ય ચોક ]મા બનાવીને રહે ને પછી લોક તેના ઘરને અથડાઇને જાય તો તે બાબતથી તેણે શા માટે ત્રાસવુ જોઇએ? જેમ ચૅારાવાળુ ઘર જનતાથી ઓળગાવુ અનિવાર્ય છે અને તેથી ભય રાખવો નકામો છે તેમ સસારવાસના દુ:ખોથી આક્રાન્ત થવુ અનિવાર્ય છે અને તેથી +ભય રાખવો નિરર્થક છે જેને સસારના દુખોથી ભય લાગે છે તેણે સસારનો વાસ છોડવો જોઇએ છોડવા તરફ ખરા પગલા માડવા જોઈએ–મોક્ષમાર્ગ પર જવું જોઈએ અન્યથા, દુ:ખ આવ્યે રુદન–કલ્પાત તે બુદ્ધિમાનોનુ કાર્ય ન ગણાતા પાગલોની ચેષ્ટા કહેવાશે. ૪૬

---

* મૂળનો સક્ષિપ્ત ભાવાનુવાદ આ પ્રકારે થઈ શકે છે.—

दोहा–" विपतमयी जगमें सुजन ! क्या विषाद दुखमाहि ?
लॅघनके भय को करै ? कर घर चतुपथ–माहि "

+ જ્ઞાનીને મરણનો ભય ન હોય એમ શ્રી અમૃતચદ્રાચાર્ય મહારાજે કહ્યું છે·—

प्राणोच्छेदमुदाहरन्ति मरणं प्राणा किलास्यात्मनो,
ज्ञान तत्स्वयमेव शाश्वततया नोच्छिद्यते जातुचित् ।

કયો મનુષ્ય પાગલ ?

वसन्ततिलका

वातूल एष किमु किं ग्रहसंग्रहीतो,
भ्रान्तोऽथवा किमु जनः किमथ प्रमत्तः ।
जानाति पश्यति शृणोति च जीवितादि,
विद्युच्चलं तदपि नो कुरुते स्वकार्यम् ॥ ४७ ॥

क्या उसको वातूल कहें या भूताविष्ट बखानें ?
भ्रान्तचित्त क्या उसको जानें वा उन्मत्त प्रमाने ?
जीवनादिको विद्युत्-सम चल जो देखे औ' जाने,
कानोसे अपने पुन सुन हैं, तोहु न निजहित ठाने ॥४७॥

ભાવાર્થ:-જીવનાદિ-સ્ત્રી, પુત્ર, મિત્ર, બાન્ધવ, ધનાદિ-વીજળી સમાન ચચળ છે-આમાથી કોઇપણ સ્થિર રહેનાર નથી એમ જે મનુષ્ય જાણતો, દેખતો અને સાભળતો છતા પણ સ્વકાર્ય (પોતાના આત્મહિતની સાધના) કરતો નથી-ઊલટો મોહમા ફસાઇ રહી તેમા આસક્ત રહે છે-તેને પાગલ કહેવો, ગ્રહ-પીડિત કહેવો કે ભ્રાન્તચિત્ત નામ આપવું

---

तस्यातो मरणं न किञ्चन भवेत्तद्भीः कुतो ज्ञानिनो,
निश्शङ्कः सततं स्वयं स सहजं ज्ञानं सदा विन्दति ॥१५९॥

અર્થ —પ્રાણોના નાશને (લોકો) મરણ કહે છે. આત્માના પ્રાણ તો નિશ્ચયથી જ્ઞાન છે. તે (જ્ઞાન) સ્વયમેવ શાશ્વત હોવાથી તેનો કદાપિ નાશ થતો નથી, માટે આત્માનુ મરણ બિલકુલ થતુ નથી. તેથી [આવુ જાણતો] જ્ઞાનીને મરણનો ભય ક્યાથી હોય ? તે તો પોતે નિરતર નિઃશક વર્તતો થકો સહજ જ્ઞાનને સદા અનુભવે છે.

निर्जराधिकार

તે સમજવામા આવતુ નથી ! હા ! એટલુ જરૂર કહી શકાય કે તેની પ્રવૃત્તિ પાગલાદિ જેવી છે તેથી તેને ચહાય તે કહી શકાય ને સમજી શકાય ૪૭

આયુકાળ પૂર્ણ થતાં દવા, મત્રાદિ પણ વ્યર્થ —

शार्दूलविक्रीडित

दत्तं नौषधमस्य नैव कथितः कस्याऽप्ययं मंत्रिणो,
नो कुर्याच्छुचमेवमुन्नतमतिर्लोकान्तरस्थे निजे ।
यत्ना यान्ति यतोऽङ्गिनः शिथिलतां सर्वे मृतेः सन्निधौ,
बन्धाश्चर्मविनिर्मिताः परिलमद्दूर्षाम्बुसिक्ता इव ॥ ४८ ॥

'हा ! मै इसको औषध नहीं दी, मान्त्रिकको न दिखाया !'
इस विध शोक न करना बुधजन ! स्वजन तजे जब काया ।
कारण, काल–समीप मनुज्के शिथिल यत्न सब होवें,
जल–सिंचित–दृढ चार्मिक बन्धन ज्यो ढोले पड जावें ॥ ४८ ॥

ભાવાર્થ:-વિવેકી મનુષ્યે, પરલોકયાત્રા કરતા-દેહ-ત્યાગ કરતા-ઇષ્ટ સ્વજન માટે એવો શોક કરવો ન જોઈએ કે 'હા ! મે એને અમુક દવા ન આપી, અમુક મત્રવાદી પાસે પણ ન દેખાડ્યો,' કેમકે જ્યારે કોઇનો કાળ નજદીક આવે છે ત્યારે, જળથી સિંચિત થઇ ઢીલા થતાં ચામડાના દઢ બધનની જેમ મનુષ્યના સર્વ પ્રયત્નો શિથિલ થઇ જાય છે, ત સમયે કોઇની પણ કોઇ યુક્તિ ચાલતી નથી. માટે ઉક્ત પ્રકારની વાતનો વિચાર કરી પશ્ચાત્તાપ કરવો અને શોક કરવો વ્યર્થ છે ! આવા પ્રસંગે તો એમ સમજવુ જોઇએ કે એવી જ ભવિતવ્યતા હતી. ૪૮.

અવિવેકી મનુષ્યનું મૃત્યુ 'મે-મે, મારું-મારું' કરતુ થાય છે –

शिखरिणी

**स्वकर्मव्याघ्रेण स्फुरितनिजकालादिमहमा,**
**समाघ्रातः साक्षाच्छरणरहिते संसृति वने ।**
**प्रिया मे पुत्रा मे द्रविणमपि मे मे गृहमिदम् ,**
**वदन्नेवं मे मे पशुरिव जनो याति मरणम् ॥ ४९ ॥**

कालादिक पा तेजयुक्त जो कर्मसिंह बलधारी,
उससे पकडा शरणरहित भव–वनमें जन अविचारी ;
' मेरी भार्या, मेरा धन–गृह, मेरा सुत–परिवारा, '
अज–सुतसम यो 'मे–मे' करता मरण लहे बेचारा ॥ ४९॥

**ભાવાર્થ:**—જેમ નિર્જન વનમા સિંહથી પકડાયેલ બકરીનુ બચ્ચું 'મે–મે' કરતુ પોતાના પ્રાણ છોડી દે છે, કોઈ પણ ત્યાં તે સમયે તે બિચારાને સહાયક હોતુ નથી અર્થાત્ તેના પોકારને સાભળનાર કોઇ રક્ષક હોતો નથી, તેમ આ શરણરહિત સંસારવનમા જ્યારે આ અવિવેકી મનુષ્ય પ્રાણી પોતાના પૂર્વોપાર્જિત કર્મરૂપ સિંહ કે જે ઉદયકાલાનુસાર મહા તેજસ્વી તેમજ પરાક્રમી બને છે તેનાથી પકડાય છે ત્યારે આ અવિવેકી પણ 'મારી સ્ત્રી, મારો પુત્ર, મારુ ધન, મારું ઘર' ઇત્યાદિરૂપ મે–મે [ મારુ–મારુ ] કરતો કરતો મરણ પામે છે, કોઇ પણ તે સમયે તેને સહાયક થતો નથી; સર્વે નિરુપાયી બની ઊભા ઊભા ટક–ટક દેખી રહે છે ! અને કાળ તેને ક્ષણભરમાં ગળી જાય છે ! આવી અસહાય–દશામા કોઈના વિયોગ માટે શોક કરવો વ્યર્થ છે ૪૯.

આયુષ્યનો વિનાશ દેખતાં છતાં પણ પોતાને અમર માનવો તે જડબુદ્ધિ જ છે.—

वसन्ततिलका

दिनानि खण्डानि गुरूणि मृत्युना,
विहन्यमानस्य निजायुषो भृशम् ।
पतन्ति पश्यन्नपि नित्यमग्रतः,
स्थिरत्वमात्मन्यभिमन्यते जडः ॥ ५० ॥

यमसे अतिशय पीडित अपनो आयु सभी जन जानो,
दिन हैं गुरुतर खण्ड उसीके, यह निश्चय उर आनो ।
उनको नित निज सन्मुख खिरते लख कर भी जो प्राणी,
अपनेको स्थिर मान रहा है वह क्यों नहि अज्ञानी ? ॥५०॥

ભાવાર્થ:—એ સુનિશ્ચિત છે કે આપણું આયુ યમથી અતિ પીડિત છે–કાળદ્વારા બરાબર હણાઇ રહ્યું છે અને દિવસો તેના મોટા મોટા ખંડ છે–અંશ છે, આ ખંડો–અંશોને નિરંતર આપણી સામે ખરતાં–વીખરાતા અને એ રીતે આયુનો વિનાશ થતાં–દેખીને પણ જે મનુષ્ય પોતાને અમર–સ્થિર માની રહ્યો છે તે જડબુધ્ધિ છે અર્થાત્ નિરંતર કાળના મુખમાં પડવાનો–ચાલ્યા જવાનો જેને ખ્યાલ જ હોતો નથી તે શું અજ્ઞાની નથી? અવશ્યમેવ અજ્ઞાની છે. ૫૦.

शार्दूलविक्रीडित

कालेन प्रलयं व्रजन्ति नियतं तेऽपीन्द्रचन्द्रादयः,
का वार्ताऽन्यजनस्य कीटसदृशोऽशक्तेरदीर्घायुषः ।
तस्मान्मृत्युमुपागते प्रियतमे मोहं वृथा[मुधा] मा कृथाः,

**कालः क्रीडति नाऽत्र येन सहसा तत्किञ्चिदन्विष्यताम्* ॥५१॥**

इन्द्र–चन्द्र–आदिक भी निश्चय काल–गाल जब जावें,

निर्बल–जन अल्पायु–कीटसमकी क्या बात बतावें ?

इससे स्वजन–मरण पर भविजन मोह वृथा मत कीजे,

काल न तनुमें खेले जिससे शीघ्र आत्म लख लीजे ॥ ५१ ॥

**ભાવાર્થ:**—જ્યારે ઇન્દ્ર અને ચન્દ્રાદિ પણ કાળના મુખમા નિશ્ચયપૂર્વક ચાલ્યા જઇ પ્રલયને પ્રાપ્ત થાય છે તો કીડા સમાન નિર્બળ અને અલ્પાયુષી અન્ય જનની તો વાત જ શી ? કદી તેનુ ક્ષણભરમા મરણ થઇ જાય તો તેમા જરા પણ આશ્ચર્ય નથી, માટે પોતાના પ્રિયજનના મરણ નિમિત્ત વૃથા મોહમય શોક ન કરવો જોઇએ પરન્તુ કાળ પોતાના શરીરમા ખેલવા ન આવે અર્થાત્ આત્માનુ દુર્ગતિરૂપ પરિણામ ન થવા પામે તે માટે* તત્ત્વની શીઘ્ર ખોજ કરવી જોઇએ–પોતાના–આત્મ સ્વરૂપની ઓળખાણ કરી તેમાં સ્થિર થઇ જવુ જોઇએ ૫૧

---

*આત્માર્થી તો એમ વિચારે કે —

**छिज्जदु वा भिज्जदु वा णिज्जदु वा अहव जादु विप्पलय ।**
**जह्मा तह्मा गच्छदु तहवि हु ण परिग्गहो मज्झ ॥ २०९ ॥**

**ભાવાર્થ**—પરદ્રવ્યરૂપ આ શરીર છેદાઓ, ભેદાઓ, કેઇ તેને લઇ જાઓ, નષ્ટ થઇ જાઓ અથવા ગમે તે રીતે જાઓ, તથાપિ તે પરિગ્રહ ખરેખર મારો નથી ત્યારબાદ આત્માની ઓળખાણ કરવા વિચારે કે —

**अनाद्यनतमचलं स्वसंवेद्यमिदं स्फुटम् ।**
**जीवः स्वयं तु चैतन्यमुच्चैश्चकचकायते ॥ ४१ ॥**

**અર્થ**—જે અનાદિ, અનંત, અચલ, સ્વસંવેદ્ય [ જે પોતે પોતાથી જ જણાય તેવુ, ] અને પ્રગટ એવુ આ ચૈતન્ય અત્યંતપણે

તજનોને સંયોગ-વિયોગ, જન્મ-મરણમાં હર્ષ-શોક ન જ હોય:-

संयोगो यदि विप्रयोगविधिना चेज्जन्म तन्मृत्युना,
सम्पच्चेद्विपदा सुखं यदि तदा दुःखेन भाव्यं ध्रुवम् ।
संसारेऽत्र मुहुर्मुहुर्बहुविधाऽवस्थान्तरप्रोल्लसद्-
वेषान्यत्वनटीकृताङ्गिनि मतः शोको न हर्षः क्वचित् ॥५२॥

---

ચકચકાટ પ્રકાશી રહ્યું છે તે પોતે જ જીવ-આત્મા છે

समयसारकलश ।

૨૧૦ કવિવર શ્રી બનારસીદાસે સૂચવેલ આત્મ-અનુભવ કરવાનો વિધિ ઉપયોગી હોઈને અત્ર દાખલ કર્યો છે —

प्रथम सुदिष्टिसौं सरीररूप कीजै भिन्न,
तामैं और सूच्छम सरीर भिन्न मानिये ।
अष्ट कर्म भावकी उपाधि सोऊ कीजै भिन्न,
ताहूमैं सुबुद्धिकौ विलास भिन्न जानिये ॥
तामैं प्रभु चेतन विराजत अखंडरूप,
वहै श्रुत ग्यानके प्रवांन उर आनिये ।
वाहीकौ विचार करि वाहीमैं मगन हूजै,
वाकौ पद साधिवेकौ ऐसी विधि ठानिये ॥ ५५ ॥

**ભાવાર્થ**—પહેલાં ભેદવિજ્ઞાનદ્વારા સ્થૂલ શરીરને આત્માથી ભિન્ન માનવું જોઈએ, પછી આ સ્થુલ શરીરમાં તૈજસ, કાર્મણ સૂક્ષ્મ શરીર છે તેનાથી આત્માને ભિન્ન જાણવો ઉચિત છે. પશ્ચાત્ અષ્ટ કર્મની ઉપાધિ-જનિત રાગ-દ્વેષને ભિન્ન કરવા અને પછી ભેદવિજ્ઞાનને પણ ભિન્ન માનવો જોઈએ. તે ભેદવિજ્ઞાનમાં અખંડ આત્મા વિરાજમાન છે તેને શ્રુતજ્ઞાન, પ્રમાણ વા નય, નિક્ષેપ આદિથી નિશ્ચિત કરી તેનો વિચાર કરવો જોઈએ અને તેમાં લીન થવું જોઈએ મોક્ષપદ પામવાની નિરંતર આવી જ રીતિ છે. ૫૫

समयसारनाटक-बंधद्वार ।

जो सयोग वियोग-सहित वह जन्म मृत्यु-युत मानो,
सपत विपदासे, सुख दुखसे. निश्चय भाव्य सुजानो।
बार बार गति-जाति-अवस्था धर बहुविध जगमाही,
जीव नचै, नहि हर्ष-शोक तब, कबहु सन्त-मन-माहीं ॥५२॥

ભાવાર્થ.-જે પદાર્થોનો કર્મોદયાનુસાર સંયોગ છે તેનો વિયોગ પણ અવશ્ય થનાર છે અર્થાત્ જેનો જેની સાથે સંયોગ થયો છે તે બન્નેનો કોઈ એક દિવસે એક બીજાથી વિયોગ થવાનુ અવશ્ય ભાવી છે, જન્મ સાથે મૃત્યુ રહેલુ છે જે જન્મે છે તે કોઇ એક દિવસ મરે જ છે સંપદા વિપદાથી અવશ્યમેવ ઘેરાયેલી છે તથા સુખ દુઃખથી નિ:સંદેહ વ્યાપ્ત છે, અને આ જીવ સંસારમા વિવિધ પ્રકારની ગતિ-જાતિ અવસ્થારૂપ વિવિધ વેષો ધારણ કરી વારંવાર નાચી રહ્યો છે, એ દેખી સંતજનોને મનમા કદી પણ હર્ષ યા શોક થતો નથી સંસારની આવી સ્થિતિનો વિવેક જ તેને હર્ષ શોકમા આત્મ મગ્ન પણ કરવા દેતો નથી પર

રાગ-દ્વેષરૂપ વિષરહિત સત્પુરુષ જ સુખમા રહે છે—

लोकाश्चेतसि चिन्तयन्त्यनुदिनं कल्याणमेवात्मनः,
कुर्यात्सा भवितव्यताऽऽगतवती तत्तत्र यद्रोचते।
मोहोल्लासवशादतिप्रसरतो हित्वा विकल्पान्बहून्,
*रागद्वेषविषोज्झितैरिति सदा सद्भिः सुखं स्थीयताम् ॥५३॥

अपने हितकी चिन्ता निशदिन लोक करे मनमाहीं,
पर भावी-अनुसार होत सब, इसके सशय नाही।

---

*આવો જ સદુપદેશ સ્વ૦ કવિવર પં. શ્રી બનારસીદાસજીએ આપ્યો છે—
लोकनिसौं कछु नातौ न तेरौ न, तोसौं कछु इह लोकको नातौ।
ये तो रहैं रमि स्वारथके रस, तू परमारथ के रस मातौ ॥

इससे फैले तीव्र मोह–वश बहु विकल्पके त्यागी,
रागद्वेष–विष–रहित सदा सुखमे तिष्ठें बडभागी ॥ ५३ ॥

ભાવાર્થ—સંસારી પ્રાણીઓ દિનરાત પોતાના હિતની જ ચિંતામાં લાગેલા રહે છે, પરંતુ તે જે થવાનું હોય તે જ થાય છે. અંત તીવ્ર મોહવશ ફેલાયેલા બહુ વિકલ્પોના ત્યાગ કરનાર રાગ-દ્વેષરૂપ વિષરહિત સત્પુરુષો જ સદા સુખમાં રહે છે રાગ અને દ્વેષનું વિષ ભારે બેચેની ઉત્પન્ન કરે છે; કદી નિરાકુળ થવા દેતું નથી અને તેથી આ જીવને સુખશાન્તિની પ્રાપ્તિ થતી નથી જે રાગ,-દ્વેષ જીતે છે તે સહજ મોહ પર વિજય પ્રાપ્ત કરે છે; તેની સર્વ મોહજન્ય વિકલ્પજાળ છૂટી જાય છે. આ પ્રમાણે તે વિષમ સ્થિતિમાંથી છૂટી સ્વયં સુખ-શાન્તિની સમસ્થિતિમાં આવી જાય છે-નિરાકુલ સુખનો અનુભવ કરવા લાગે છે ૫૩

સાંસારિક વસ્તુ માત્ર અસ્થિર છે તે પર ધ્વજાનું દૃષ્ટાન્ત—

वसन्ततिलका

लोका ! गृहप्रियतमासुतजीवितादि–
वाताहतध्वजपटाऽग्रचलं समस्तम् ।

---

ये तनसौं तनमे तनमे जड़, चेतन तू तिनसौं नित न्यारौ ।
होहु सुखी अपनौ बल फेरिकै, तोरिकै राग विरोधकौ तांतौ ।९।

અર્થ—હે જીવ! કુટુંબી આદિ જનોને તારાથી કાંઈ સંબંધ નથી અને તેમ નથી તારે એ લોકો સાથે કોઈ સંબંધ કાંઈ પ્રયોજન, તેઓ તો પોતાની મતલબના કારણે તારા શરીર સાથે મહોબત રાખે છે; અને તું તારા આત્મહિતમાં મસ્ત થા. એ લોકો શરીરમાં તન્મય થઈ રહેલ છે તેથી તેઓ શરીર સમાન જડબુદ્ધિ છે; જ્યારે તું ચૈતન્ય છો, તેમનાથી અલગ-છો; માટે રાગદ્વેષના તંતુઓ તોડી નાખી સ્વાત્મબળ પ્રગટ કરને સુખી થા ૯.

साध्य साधक द्वार ।

*व्यामोहमत्र परिहृत्य धनादिमित्रे,
धर्मे मतिं कुरुत किं बहुभिर्वचोभिः ॥ ५४ ॥

भविजन ! यह घर नारी सुत औ' जीवन आदिक जानो,
पवन-प्रताडित-ध्वजा-वस्त्र मम चचल सकल बखानो ।
छोड धनादिक मित्रोमे यह मोह महा-दुखदाई,
'जुगल' धर्ममे प्रीति करो अब अधिक कहें क्या भाई ॥ ५४ ॥

ભાવાર્થ:-હે ભવ્ય જનો ! જેમ પવનથી પ્રતાડિત ધ્વજા-

---

* મોહ કર્મ હઠાવવાને-નાશ કરવાને બાર અનુપ્રેક્ષા-ભાવના, દશ યતિધર્મ વગેરે સાધનો છે તેનુ ચિંતન બુધજનો [ મુનિઓ, શ્રાવકો ] એ કરી આત્મકલ્યાણ કરેલ છે તેથી આ જ પદ્મનંદિ મુનિરાજ-રચિત બાર અનુપ્રેક્ષા આ પુસ્તકનો ચોથો ક્રમો પૂર્ણ કરવા અત્ર દાખલ કરેલ છે.

द्वादशाऽपि सदा चिन्त्या अनुप्रेक्षा महात्मभिः।
तद्भावना भवत्येव कर्मणः क्षयकारणम् ।।

અર્થ:—ઉત્તમ પુરુષોએ બાર ભાવનાઓનુ સદા ચિંતવન કરવું જોઈએ, કેમકે આ ભાવનાઓનુ ચિંતવન, સમસ્ત કર્મોનુ નાશ કરનાર કારણ થાય છે

આચાર્યવર બાર ભાવનાઓના નામ દર્શાવે છે -

अध्रुवाशरणे चैव भव एकत्वमेव च ।
अन्यत्वमशुचित्वं च तथैवास्रवसंवरौ ॥
निर्जरा च तथा लोको बोधिदुर्लभधर्मता ।
द्वादशैता अनुप्रेक्षा भाषिता जिनपुङ्गवैः ॥

અર્થ:—અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આશ્રવ, સંવર, નિર્જરા, લોક, બોધિદુર્લભ અને ધર્મ-એ બાર અનુપ્રેક્ષા શ્રી જિનેન્દ્ર દેવોએ કહેલી છે

વસ્ત્રનો અગ્રભાગ ચચળ રહે છે તેમ આ ઘર (સ્ત્રી, પુત્ર, જીવિત, ધન આદિ સર્વ ચંચળ છે આમા કોઈ પણ વસ્તુ

---

૧ અનિત્ય ભાવનાના સ્વરૂપનું વર્ણન —

अध्रुवाणि समस्तानि शरीरादीनि देहिनाम् ।
तन्नाशेऽपि न कर्तव्य शोको दुष्कर्मकारणम् ॥

અર્થ —જીવોના સમસ્ત શરીર, ધન, ધન્ય આદિ અનિત્ય-વિનાશિક છે, માટે તે સર્વ નષ્ટ થયે જીવોએ જરાપણ શોક ન કરવો જોઈએ; કેમકે શોક કરવાથી માત્ર ખોટા કર્મોનુ કારણ જ થાય છે

૨. અશરણભાવનાના સ્વરૂપનું વર્ણન.—

व्याघ्रेणाघ्रातकायस्य मृगशावस्य निर्जने ।
यथा न शरणं जन्तोः संसारे न तथापदि ॥

અર્થ:—નિર્જન વનમાં વાઘના પંજામાં પકડાયેલ હરણના બચ્ચાને બચાવવાને કોઈ સમર્થ નથી તેમ, આ સંસારની આપત્તિઓમાં સપડાયેલ જીવને કોઈ-ઇન્દ્ર, અહમિન્દ્ર આદિ-પણ રક્ષક નથી; માટે ભવ્ય જીવોએ ધર્મ સિવાય કોઈને પણ રક્ષક ન સમજવો

૩ સસાર ભાવનાના સ્વરૂપનુ વર્ણન —

यत्सुखं तत्सुखाभासो यद् दु खं तत्सदञ्जसा ।
भवे लोकः सुखं सत्यं मोक्ष एव स साध्यताम् ॥

અર્થ.-હે જીવ ! સસારમા જે સુખ દેખાય છે તે સુખ નથી પણ સુખાભાસ છે, અને જે દુ:ખ છે તે સત્ય છે. પરન્તુ વાસ્તવિક સુખ તો મેક્ષમાજ છે; માટે તારે મોક્ષની પ્રાપ્તિ માટે જ સુપ્રયત્ન કરવો જોઈએ.

૪ એકત્વ ભાવનાના સ્વરૂપનુ વર્ણનઃ—

स्वजनो वा परो वाऽपि नो कश्चित्परमार्थत. ।
केवल स्वार्जितं कर्म जीवेनैकेन भुज्यते ॥

અર્થ:—યદિ પરમાર્થથી જોઈએ તો સસારમાં જીવનો નથી કોઈ સ્વજન કે નથી તો કોઈ પર જન; માત્ર આ જીવ એકલો જ સ્વોપાર્જિત કર્મના ફળ ભોગવે છે.

સ્થિર સદા એક રસરૂપ રહેનારી નહિ હોવાના કારણે મન લગાડવા જેવી ચીજ નથી, માટે આ ધન, સ્ત્રી, પુત્ર, મિત્રાદિ

---

૫. અન્યત્વ ભાવનાના સ્વરૂપનું વર્ણન—

क्षीरनीरवदेकत्र स्थितयोर्देहदेहिनो।।
भेदो यदि ततोऽन्येषु कलत्रादिषु का कथा ॥

અર્થ—શરીર અને આત્માની સ્થિતિ દૂધ અને પાણી સમાન એકત્ર છે, જ્યારે તે બન્ને ય પરસ્પરથી ભિન્ન છે ત્યારે સર્વથા ભિન્ન સ્ત્રી, પુત્ર, ધન આદિની તો વાત જ શી? માટે ડાહ્યા પુરુષોએ શરીર, સ્ત્રી, પુત્ર, ધનાદિને કદાપિ પોતાના નહિ માનવા જોઇએ.

૬ અશુચિ ભાવનાના સ્વરૂપનુ વર્ણન—

तथाऽशुचिरयं कायः कृमिधातुमलान्वितः।
यथा तस्यैव सम्पर्कादन्यत्राप्यपवित्रता ॥

અર્થ – કીડા, ધાતુ, મળ, મૂત્ર આદિ અપવિત્ર પદાર્થોથી ભરેલ આ શરીર એટલુ અપવિત્ર છે કે તેના સબંધથી બીજી વસ્તુઓ પણ અપવિત્ર થઈ જાય છે.

૭ આશ્રવ ભાવનાના સ્વરૂપનુ વર્ણન:—

जीवपोतो भवाम्भोधौ मिथ्यात्वादिकरन्ध्रवान्।
आस्रवति विनाशार्थं कर्माम्भः प्रचुरं भ्रमात् ॥

અર્થ:–આ સંસારરૂપ સમુદ્રમા જે સમયે જીવરૂપ વહાણ, મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગરૂપ છિદ્રોવાળુ થાય છે તે સમયે તે પોતાના વિનાશ માટે અજ્ઞાનતાથી પ્રચુર કર્મરૂપ જળને આસ્રવે–ખેંચે–છે

૮ સંવર ભાવનાના સ્વરૂપનુ વર્ણન:-

कर्मास्रवनिरोधोऽत्र संवरो भवति ध्रुवम्।
साक्षादेतदनुष्ठानं मनोवाक्कायसंवृत्तिः ॥

પ્રત્યેનો મહાદુ બહારથી મોહ છોડી ધર્મમાં ચિત્ત લગાડો, મુનિ અને શ્રાવક ભેદરૂપ ઉભય પ્રકારના ધર્મમાં અનુરાગ

અર્થ:- આવેલ કર્મોનો નિરોધ તે નિશ્ચયથી સંવર છે; અને મન, વચન, કાયાનુ સંવરણ [સ્વાધીન રાખવું] તે જ સંવરનું આચરણ છે

ભાવાર્થ -જે સમયે મન, વચન, કાયરૂપ યોગ, મિથ્યાત્વ, કષાય આદિ રહિત થઇ ગુપ્તિ, સમિતિ, ધર્મ-અનુપ્રેક્ષાના ચિંતવનમાં લીન થાય તે સમયે સંવર થાય છે

૯. નિર્જરા ભાવનાના સ્વરૂપનું વર્ણન:-

निर्जरा शातनं प्रोक्ता पूर्वोपार्जितकर्मणाम् ।
तपोभिर्बहुभिः सा स्याद्वैराग्याश्रितचेष्टितैः ॥

અર્થ —પૂર્વોપાર્જિત કર્મોના એકદેશરૂપે નાશ થવો-ખરવુ તે નિર્જરા છે આ નિર્જરા, સંસાર, દેહ પ્રત્યેના વૈરાગ્યયુક્ત અંતઃકરણદ્વારા અનશન આદિ બાહ્ય અને પ્રાયશ્ચિત આદિ આંતરિક ઘણા તપોથી થાય છે

૧૦ લોક અનુપ્રેક્ષાના સ્વરૂપનુ વર્ણન –

लोकः सर्वोऽपि सर्वत्र सापायस्थितिरध्रुवः ।
दुःखकारीति कर्तव्या मोक्ष एव मतिः सताम् ॥

અર્થ —આ સમસ્ત લોક સર્વત્ર વિનાશિક અને અનિત્ય છે તથા વિવિધ દુઃખકારી છે એવુ વિચારી ઉત્તમ પુરુષોએ સદા મોક્ષ પ્રત્યે જ બુદ્ધિ લગાડવી જોઇએ

૧૧. બોધિદુર્લભ ભાવનાના સ્વરૂપનુ વર્ણન.-

रत्नत्रयपरिप्राप्तिर्बोधिः सातीव दुर्लभा ।
लब्धा कथं कथञ्चिच्चेत्कार्यो यत्नो महानिह ॥

અર્થ:—રત્નત્રય [ સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન-સમ્યક્ચારિત્ર ] ની પ્રાપ્તિનુ નામ બોધિ છે અને આ બોધિની પ્રાપ્તિ અત્યંત કઠિન છે. યદિ કોઇ પ્રકારે તેની પ્રાપ્તિ પણ થઇ જાય તો તેની રક્ષા અર્થે બુધજનોએ પ્રબલ યત્ન કરવો જોઇએ

વધારો; હવે આથી વિશેષ શું કહેવું ? આ સર્વનો સાર છે. ૫૪.

**ભાવાર્થ**—અનંત જીવ એવા છે કે જે અત્યારે નિગોદમાં જ પડેલા છે. તેમણે આ સિવાય બીજું શરીર ધારણ કર્યું જ નથી; પૃથ્વીકાય આદિ સ્થાવરપણું, ત્રસપણું, પંચેંદ્રિયપણું, સંજ્ઞીપણું, મનુષ્ય ભવ, ઉચ્ચ કુળ, ચિરાયુ વગેરેની પ્રાપ્તિ ઉત્તરોત્તર વધારે કઠિન છે. દૈવયોગાત્ આ સર્વ મળી જાય તો પણ રત્નત્રયની પ્રાપ્તિ અત્યંત દુર્લભ છે. સત્પુરુષના પરિચયે અને સ્વપુરુષાર્થે તેની પ્રાપ્તિ થાય છે, પણ પ્રમાદવશ તેની રક્ષા કરતા નથી; માટે ભવ્ય પુરુષોએ તેની રક્ષા કરવા પ્રયત્ન કરવો જોઈએ—આ પ્રકારનું ચિંતવન તે બોધિદુર્લભ અનુપ્રેક્ષા.

૧૨ ધર્માનુપ્રેક્ષા ભાવનાના સ્વરૂપનું વર્ણનઃ–

**निजधर्मोऽयमत्यन्त दुर्लभो भविनां मत ।**
**तथा ग्राह्यो यथा साक्षादामोक्षं सह गच्छति ॥**

**અર્થ**ઃ–જિનેન્દ્રકથિત જ્ઞાનાનંદસ્વરૂપ નિજધર્મની પ્રાપ્તિ જીવોને અત્યંત દુર્લભ છે, તેથી આ આત્મસ્વભાવરત્નત્રયસ્વરૂપ તથા ઉત્તમ ક્ષમાદિસ્વરૂપ ધર્મ એવી દૃઢતાથી અંગીકાર કરવો જોઈએ કે મોક્ષપર્યંત તે સાથે જ રહે

**दुःखग्राहगणाकीर्णे संसारक्षारसागरे ।**
**धर्मपोतं परं प्राहुस्तारणार्थं मनीषिणः ॥**

**અર્થ**– વિવિધ દુઃખરૂપ મગરથી વ્યાપ્ત સંસારરૂપ ખારો સમુદ્ર પાર કરવાને ધર્મરૂપ જહાજને ગણધર આદિ મહાપુરુષોએ ઉત્તમ કહ્યું છે

**अनुप्रेक्षा इमाः सद्भिः सर्वदा हृदये धृताः ।**
**कुर्वन्ते तत्परं पुण्यं हेतुर्यत्स्वर्गमोक्षयोः ॥**

**અર્થ**—સજ્જનોએ વારંવાર હૃદયમાં આ બાર ભાવનાઓનું ચિંતવન કર્યું છે, તેથી એવું પુણ્ય પ્રાપ્ત થાય છે કે જે પુણ્ય સ્વર્ગ તથા મોક્ષનું કારણ બને છે; માટે સ્વર્ગ–મોક્ષના કારણરૂપ પુણ્યને ચાહનાર ભવ્ય જીવોએ આ બાર ભાવનાઓનું સદા ચિંતવન કરવું જોઈએ.

અનિત્યપંચાશત્‌ના સ્વાધ્યાયનું ફલ—

पुत्रादिशोकशिखिशान्तकरी यतीन्द्र-
श्रीपद्मनन्दिवदनाम्बुधरप्रसूतिः ।
सद्बोधशस्य-जननी जयतादनित्य-
पंचाशदुन्नतधियाममृतैकवृष्टिः ॥ ५५ ॥

पद्मनन्दि–मुनि–मुखजलधरसे उपजी बुध–हितकारी,
पुत्र–मित्र–भार्यादि–शोक–आताप मिटावनहारी ।
अमृतवृष्टि, सुबोध–धान्यको ' जुगल ' जन्मदातारी,
जयवन्ती वर्तो जगमे यह अथिर–भावना प्यारी ॥ ५५ ॥

ભાવાર્થ—આ 'અનિત્ય પંચાશત્‌' શ્રી પદ્મનન્દિ મુનિરાજના મુખરૂપ મેઘ–વાદળમાથી ઉત્પન્ન થયેલ અમૃતવૃષ્ટિ–અમરરસની વૃષ્ટા છે વળી તે પુત્ર, મિત્ર, ભાઈ તથા ધનાદિના શોકજન્ય આતાપને મટાડનારૂ અને સમ્યગ્જ્ઞાનરૂપ ધાન્યને ઉપજાવનારૂ છે, માટે બુધજનોને હિતરૂપ આ 'અનિત્યપંચાશત્‌' જગતમા સદા જયવન્ત રહો. આ પ્રાપ્ત કરી જગતના જીવો પોતાના શોક સંતાપને સદાય મટાડી આત્મામા સમ્યગ્જ્ઞાન ઉગાડવામાં–જગાડવામા સમર્થ થાઓ એવી અનુવાદકની આન્તરિક ભાવના છે. ૫૫.

शुभ भवतु ।



## રત્નમંજૂષા

वृक्षा दावाग्निना लग्नाहस्रस्वरूपं कुर्वते वने ।
आत्मारूढतरोरग्निमागच्छन्तं न पश्यसौ ॥

अन्यश्चान्यः समाख्याती मृतोऽद्य दिवसेऽमुकः ।
एव स किं न जानाति ममाप्येति यमः क्वचित् ॥

અર્થઃ—કોઈ મનુષ્ય દાવાગ્નિથી બળતા વૃક્ષો માટે સહાનુભૂતિ દેખાડે છે પરંતુ જે વૃક્ષ પર પોતે ચઢેલો છે તે જ વૃક્ષ નજદીક અગ્નિ આવી રહ્યો છે તે તરફ દૃષ્ટિ પણ કરતો નથી. વળી એક મનુષ્ય અન્યો પ્રત્યે કહે છે કે 'આજ અમુક ભાઈ મરી ગયા', પરંતુ એ શું નથી જાણતો કે 'હું પણ એક દિવસ આ પ્રમાણે મરી જઈશ'।

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वत ।
नित्य सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रह ॥

અર્થ—શરીર અનિત્ય છે, વૈભવ પણ શાશ્વત નથી, મૃત્યુ શિર પર ગાજી રહ્યું છે, માટે ધર્મનો સંગ્રહ કરવો જ જોઈએ.

जीवन्त मृतक मन्ये देहिन धर्मवर्जितम् ।
मृतो धर्मेण संयुक्तो दीर्घजीवी भविष्यति ॥

અર્થ.—આચાર્યમહારાજ કહે છે કે-જીવતા પણ ધર્મરહિત મનુષ્યોને હું મૃતક જ સમજું છું. અને જે મનુષ્ય આત્મધર્મ સહિત મર્યો છે તે દીર્ઘજીવી થશે અર્થાત્ તે મોક્ષમાં વસનારો થશે.

શ્રી પૂજ્યપાદ સ્વામી

## રાજપત્રાવલિ

કોઈ પણ જીવને અવિનાશી દેહની પ્રાપ્તિ થઈ હોય એમ દીઠું નથી, જાણ્યું નથી, તથા સંભવતું નથી; મૃત્યુનું આવવું અવશ્ય છે. એવો પ્રત્યક્ષ નિઃસંશય અનુભવ છે, તેમ છતાં આ જીવ તે વાત ફરી ફરી ભૂલી જાય છે એ મોટું આશ્ચર્ય છે.

જે દેહ, યુવાવસ્થામાં અને સંપૂર્ણ આરોગ્યતામાં દેખાતા છતા પણ ક્ષણભંગુર છે તે દેહમાં પ્રીતિ કરીને શું કરીએ ? જગતના સર્વ પદાર્થ કરતા જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે; તો, બીજા પદાર્થમાં સુખના હેતુની શું કલ્પના કરવી ? જે પુરુષોએ, વસ્ત્ર જેમ શરીરથી જુદું છે એમ આત્માથી શરીર જુદું છે એમ દીઠું છે તે પુરુષોને ધન્ય છે !

વિચારવાનને દેહ છૂટવા સંબંધી હર્ષ-વિષાદ ઘટે નહિ.

આત્મપરિણામનું વિભાવપણું તે જ હાનિ અને તે જ મુખ્ય મરણ છે

જીવતા મરાય તો ફરી મરવું ન પડે એવું મરણ ઇચ્છવા યોગ્ય છે

જે જે પ્રાણીઓ દેહ ધારણ કરે છે તે તે પ્રાણીઓ તે દેહનો ત્યાગ કરે છે, એમ આપણને પ્રત્યક્ષ અનુભવસિદ્ધ દેખાય છે; તેમ છતાં આપણું ચિત્ત તે દેહનું અનિત્યપણું વિચારી નિત્ય પદાર્થના માર્ગને વિષે ચાલતું નથી, એ શોચનીય વાતનો વારંવાર વિચાર કરવો યોગ્ય છે.

સગ્રાહક,

**ભાયાણી હરિલાલ જીવરાજભાઈ.**

દેહ છે તે જીવને વેષધારીપણુ છે મૃત્યુનું અવશ્ય આવવું છે

× × ×

ચિત્તને રોગાદિ ભયનો વિક્ષેપ પણુ કરવો યોગ્ય નથી. અસ્થિર પરિણામ ઉપશમાવવા યોગ્ય છે.

× × ×

દેહાદિનો અભાવ થવો, મૂર્ચ્છાનો નાશ થવો તે જ મુક્તિ.

× × ×

સમ્યગ્દૃષ્ટિને બહારના દુ ખ આવ્યે ખેદ હોય નહિ; જો કે રોગ આવે એવું ઇચ્છે નહીં, પણ રોગ આવ્યે રાગદ્વેષ પરિણામ થાય નહીં.

× × ×

લાકડું કરવતથી વ્હેરાય તેમ આયુષ્ ચાલ્યું જાય છે.

× × ×

વેદનીય કર્મ એ નિર્જરારૂપે છે, પણ દવા ઇત્યાદિ તેમાથી ભાગ પડાવી જાય

× × ×

જ્ઞાનીએ અનત ઔષધિ અનંત ગુણસંયુક્ત જોઇ છે; પરતુ મોત મટાડી શકે એવી ઔષધિ કોઈ જોવામાં આવી નહીં !

× × ×

વૈદ્ય અને ઔષધિ એ નિમિત્તરૂપ છે.

× × ×

દેહ છૂટે છે તે પર્યાય [અવસ્થા] છૂટે છે. પણ આત્મા આત્માકારે અખડ ઊભો રહે છે. પોતાનુ કાંઇ જતું નથી, જે જાય છે તે પોતનુ નથી, એમ પ્રત્યક્ષ જ્ઞાન થાય નહીં ત્યાં સુધા મૃત્યુનો ભય લાગે છે.

સૂર્યના ઉદ્યોતની પેઠે દિવસ ચાલ્યો જાય, તેમ અંજલિજળની માફક આયુષ્ય ચાલ્યું જાય.

જીવ તો સદાય જીવતો જ છે. તે કોઈ વખત ઊંઘતો નથી કે મરતો નથી, મરવો સંભવતો નથી. સ્વભાવે સર્વ જીવ જીવતા જ છે.

× × ×

વૃદ્ધ, જુવાન, બાળ–એ સર્વ કાળના મુખમાં છે, એમ ભય રાખવો; તે ભય રાખીને સંસારમાં ઉદાસીનપણે રહેવું.

× × ×

દેહ સાચવ્યો સચવાતો નથી, કેમકે તે, ક્ષણમાં ભાંગી જાય છે–ક્ષણમાં રોગ, ક્ષણમાં વેદના થાય. દેહ પ્રગટ માટી જેવો છે. રાખ્યો રખાય નહી દેહનો પ્રગટ અનુભવ કરી શાસ્ત્રમાં કહ્યું છે કે તે અનિત્ય છે, દેહમાં મૂર્ચ્છા કર્યા જેવું નથી.

× × ×

આત્માને પુત્ર પણ ન હોય અને પિતા પણ ન હોય.

× × ×

આયુઃ કર્મનો જે પ્રકારે બંધ હોય તે પ્રકારે દેહસ્થિતિ પૂર્ણ થાય.

× × ×

પુદ્દગલની છબી એવી ઔદારિકાદિ કાયાને રાખ જેવી જાણવી.

× × ×

જ્ઞાની ઉદયને જાણે છે પણ શાતા–અશાતામાં પરિણમતા નથી.

× × ×

સમભાવથી મૃત્યુને જોઉં. મોતથી હર્ષ માનવો.

× × ×

મૃત્યુ પાછળ રાગથી રોઉં નહિ.

× × ×

ઉદય આવેલો અંતરાય સમપરિણામે વેદવા યોગ્ય છે; વિષમ પરિણામે વેદવા યોગ્ય નથી.

× × ×

અનિત્ય પદાર્થમાં વિવેકીને રુચિ કરવી હોય નહીં.

× × ×

સંયોગસંબંધે આ દેહ પ્રત્યે આ જીવને જે પ્રારબ્ધ હશે તે વ્યતીત થયે તે દેહનો પ્રસંગ નિવૃત્ત થશે, તેનો ગમે ત્યારે વિયોગ નિશ્ચયે છે, પણ જ્ઞાનીના આશ્રયપૂર્વક દેહ છૂટે એ જ જન્મ સાર્થક છે

× × ×

જ્યાં ઉપાય નહીં ત્યાં ખેદ કરવો યોગ્ય નથી.

× × ×

પુણ્ય, પાપ અને આયુષ્ય એ, કોઇ બીજાને ન આપી શકે; તે, દરેક પોતે જ ભોગવે.

શરણ (આશ્રય) અને નિશ્ચય કર્ત્તવ્ય છે, અધીરજથી ખેદ કર્ત્તવ્ય નથી

---

## રાજ-રસાયન

જેમ આત્માને સ્થૂળ દેહનો વિયોગ થાય છે તેને મરણ કહેવામાં આવે છે, તેમ સ્થૂળ દેહના આયુષ્ય આદિ સૂક્ષ્મ પર્યાયનો પણ સમયે-સમયે હાનિ-પરિણામ થવાથી વિયોગ થઈ રહ્યો છે, તેથી તેનુ સમયે-સમયે મરણ કહેવા યોગ્ય છે. આ મરણ તે વ્યવહારનયથી કહેવાય છે. નિશ્ચયથી તો આત્માને સ્વાભાવિક એવા જ્ઞાનદર્શનાદિ ગુણપર્યાયની, વિભાવ-પરિણામના યોગને લીધે હાનિ થયા કરે છે અને તે હાનિ આત્માના નિત્યપણાદિ સ્વરૂપને પણ ગ્રહી રહે છે, તે સમયે-સમયે મરણ છે.

દેહ રેતીના ઘર જેવો, મસાણની મઢી જેવો છે, પર્વ-તની ગુફાની માફક દેહમાં અંધારું છે, ચામડીને લીધે દેહ ઉપરથી રૂપાળો લાગે છે; દેહ અવગુણની ઓરડી, માયા અને મેલને રહેવાનું ઠેકાણુ છે; દેહમાં પ્રેમ રાખવાથી જીવ રખડયો છે. દેહ અનિત્ય છે, બદફેલની ખાણુ છે, તેમાં મોહ રાખવાથી જીવ ચારે ગતિમાં રઝળે છે. કેવો રઝળે છે? ઘાણીના બળદની માફક, આખે પાટો બાધે છે, તેને ચાલ-વાના માર્ગમાં સકડાઇ રહેવું પડે છે છૂટવાનુ મન થાય પણ છૂટી શકાય નહીં, ભૂખ્યા-તરસ્યાનુ કહેવાય નહીં, શ્વાસો શ્વાસ નિરાતે લેવાય નહીં. તેની પેઠે જીવ પરાધીન છે, જે સસારમાં પ્રીતિ કરે છે તે આવા પ્રકારનુ દુખ સહન કરે છે.

---

જ્ઞાનીઓએ માનેલું છે કે દેહ પોતાનો નથી; તે રહે-વાનો પણ નથી જ્યારે ત્યારે પણ તેનો વિયોગ થવાનો છે. આવુ સમજી જ્ઞાની ખેદ કરતા નથી. પણ જેવી રીતે કોઇની વસ્તુ લીધી હોય ને તેને પાછી આપવી પડે તેમ દેહને ઉલ્લા-સથી પાછો સોપે છે અર્થાત્ દેહમા પરિણમતા નથી.

---

પરમયોગી એવા શ્રી ઋષભદેવ આદિ પુરુષો પણ જે દેહને રાખી શકયા નથી, તે દેહમાં એક વિશેષપણું રહ્યું છે તે એ કે તેનો સબધ વર્તે ત્યાં સુધીમાં જીવે અસંગપણુ-નિર્મોહપણુ-કરી લઇ અબાધ્ય અનુભવસ્વરૂપ એવુ નિજસ્વરૂપ જાણી, બીજા સર્વ ભાવ પ્રત્યેથી વ્યાવૃત ( છૂટા ) થવું, કે જેથી ફરી જન્મ-મરણનો ફેરો ન રહે તે દેહ છોડતી વખતે જેટલા અશે અસંગપણું-નિર્મોહપણું-યથાર્થ સમરસપણું-રહે છે તેટલું મોક્ષપદ નજીક છે, એમ પરમજ્ઞાની પુરુષનો નિશ્ચય છે.

આ દેહે કરવા યોગ્ય કાર્ય તો એક જ છે કે કોઇ પ્રત્યે રાગ અથવા કોઇ પ્રત્યે કિંચિત્ માત્ર દ્વેષ ન રહે. સર્વત્ર સમદશા વર્તે; એ જ કલ્યાણનો મુખ્ય નિશ્ચય છે.

---

પુત્રાદિ સંપત્તિમાં જે પ્રકારે આ જીવને મોહ થાય છે, તે પ્રકાર કેવળ નિરસ અને નિંદવા યોગ્ય છે. જીવ જો જરાય વિચાર કરે તો સ્પષ્ટ દેખાય એવું છે કે કોઇને વિષે પુત્રપણુ ભાવી આ જીવે માઠું કર્યામાં મણા રાખી નથી, અને કોઇને વિષે પિતાપણુ માનીને પણ તેમજ કર્યું છે. કોઈ જીવ હજી સુધી તો પિતા-પુત્ર થઇ શકયા દીઠા નથી સૌ કહેતા આવે છે કે આનો આ પુત્ર અથવા આનો આ પિતા; પણ વિચારતાં આ વાત કોઈપણ કાળે ન બની શકે તેવી સ્પષ્ટ લાગે છે. અનુત્પન્ન એવો આ જીવ તેને પુત્રપણે ગણવો કે ગણાવવાનુ ચિત્ત રહેવુ એ સૌ જીવની મૂઢતા છે અને તે મૂઢતા કોઈ પણ પ્રકારે સત્સગની ઇચ્છાવાળા જીવને ઘટતી નથી.

---

દેહ પ્રત્યે જેવો વસ્ત્રનો સબંધ છે, તેવો આત્મા પ્રત્યે જેણે દેહનો સબંધ યથાતથ્ય દીઠો છે, મ્યાન પ્રત્યે તરવારનો જેવો સંબધ છે, તેવો દેહ પ્રત્યે જેણે આત્માનો સબંધ દીઠો છે, અબધ્ધસ્પૃષ્ટ આત્મા જેણે અનુભવ્યો છે તે મહા પુરુષોને જીવન અને મરણ બન્ને સમાન છે.

---

પૂર્વ ઉપાર્જિત કરેલુ એવુ જે કઈ પ્રારબ્ધ છે તે વેદવા સિવાય બીજો પ્રકાર નથી અને યોગ્ય પણ તે રીતે છે એમ જાણી જે જે પ્રકારે જે કાંઇ પ્રારબ્ધ ઉદય આવે છે તે સમપરિણામથી વેદવાં ઘટે છે

---

'જૈસે કંચુક ત્યાગસે, બિનસત નહીં ભુજંગ;'
'દેહ ત્યાગસેં જીવ પુનિ, તૈસે રહત અભંગ.'

જેમ કાંચળીનો ત્યાગ કરવાથી સર્પ નાશ પામતો નથી તેમ દેહનો ત્યાગ કરવાથી જીવ પણ અભંગ રહે છે એટલે નાશ પામતો નથી. અહીં દેહથી જીવ ભિન્ન છે એમ સિધ્ધતા કરેલી છે.

દેહ અને જીવની ભિન્નતા નથી અને દેહનો નાશ થવાથી પણ જીવનો પણ નાશ થાય છે એમ કેટલાક માને છે અને કથે છે તે માત્ર વિકલ્પરૂપ છે પણ પ્રમાણભૂત નથી; કેમકે તેઓ કાંચળીના નાશથી સર્પનો પણ નાશ થયેલો સમજે છે અને એ વાત તો પ્રત્યક્ષ છે કે સર્પનો નાશ કાચળીના ત્યાગથી નથી; તેમ જ જીવને માટે છે.

દેહ છે તે જીવની કાંચળી માત્ર છે કાંચળી જ્યાં સુધી સર્પના સબંધમાં છે, ત્યાં સુધી જેમ સર્પ ચાલે છે, તેમ તેમ તે તેની સાથે ચાલે છે, તેની પેઠે વળે છે; અને તેની સર્વ ક્રિયાઓ સર્પની ક્રિયાને આધીન છે સર્પે તેનો ત્યાગ કર્યો કે ત્યાર પછી તેમાંની એકેય ક્રિયા કાંચળી કરી શકતી નથી, જે ક્રિયામાં પ્રથમ જે જે વર્તતી હતી તે સર્વ ક્રિયાઓ માત્ર સર્પની હતી એમાં કાંચળી માત્ર સબંધરૂપ હતી. એમ જ દેહ પણ, જેમ જીવ કર્મોનુસાર ક્રિયા કરે છે તેમ વર્તે છે; ચાલે છે, બેસે છે, ઊઠે છે એ જીવરૂપ પ્રેરકથી છે; તેનો વિયોગ થવાથી કાંઈ નથી.

---

આ દેહનું આયુષ્ય પ્રત્યક્ષ ઉપાધિયોગે વ્યતીત થયું જાય છે, એ માટે અત્યંત શોક થાય છે અને તેનો અલ્પ કાળમાં જો ઉપાય ન કર્યો તો અમ જેવા અવિચારી પણ થોડા સમજવા

---

## પરમકૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર દેવે લખેલા દિલાસાપત્રો.

મુંબઇ ફાગણ સુદ ૧૧ ગુરુ ૧૯૪૮

ચિ૦ ચંદુના સ્વર્ગવાસના ખબર વાંચી ખેદ થયો. "જે જે પ્રાણીઓ દેહ ધારણ કરે છે, તે તે પ્રાણીઓ તે દેહનો ત્યાગ કરે છે, એમ આપણને પ્રત્યક્ષ અનુભવ-સિધ્ધ દેખાય છે, તેમ છતાં આપણુ ચિત્ત તે દેહનુ અનિત્યપણુ વિચારી નિત્ય પદાર્થના માર્ગને વિષે ચાલતુ નથી, એ શોચનીય વાતનો વારવાર વિચાર કરવો યોગ્ય છે."

"મનને ધીરજ આપી ઉદાસી નિવૃત્ત કર્યે છૂટકો છે. દિલગીરી ન કરતા ધીરજથી તે દુખ સહન કરવુ, એ જ આપણો ધર્મ છે"

"આ દેહ પણ જયારે ત્યારે એમ જ ત્યાગવાનો છે" એ વાત સ્મરણમા આવ્યા કરે છે, અને સસાર પ્રતિ વૈરાગ્ય વિશેષ રહ્યા કરે છે.

"પૂર્વકર્મને અનુસરી જે કંઈ પણ સુખ-દુખ પ્રાપ્ત થાય તે સમાન ભાવથી વેદવુ એ જ્ઞાનીની શિખામણ" સાંભરી આવી છે તે લખી છે.

---

વવાણીઆ વૈશાખ વદ ૬ રવિ, ૧૯૫૨.

### આર્યશ્રી માણેકચંદાદિ પ્રત્યે,-શ્રીસ્થંભતીર્થ.

શ્રી સુદરલાલે વેશાખ વદી એકમે દેહ છોડયાના ખબર લખ્યા તે વાંચ્યા. વિશેષ કાળની માદગી વિના, યુવાન અવસ્થામાં અકસ્માત દેહ છોડવાનુ બન્યાથી સામાન્યપણે ઓળખતા માણસોને પણ તે વાતથી ખેદ થયા વિના ન રહે, તો પછી જેણે કુટુબાદિ સંબંધસ્નેહે મૂર્છા કરી હોય, સહવાસમાં વસ્યાં હોય, તે પ્રત્યે કઇ આશ્રય ભાવના રાખી હોય

તેને ખેદ થયા વિના કેમ રહે? આ સંસારમાં મનુષ્ય પ્રાણીને જે ખેદના અકથ્ય પ્રસંગો પ્રાપ્ત થાય છે, તે જ અકથ્ય પ્રસંગમાંનો એક આ મોટો ખેદકારક પ્રસંગ છે. તે પ્રસંગમાં યથાર્થ વિચારવાન પુરુષો સિવાય સર્વ પ્રાણી ખેદવિશેષને પ્રાપ્ત થાય છે, અને યથાર્થ વિચારવાન પુરુષોને વૈરાગ્ય વિશેષ થાય છે, સંસારનું અશરણપણું, અનિત્યપણું અને અસારપણું વિશેષ દૃઢ થાય છે.

વિચારવાન પુરુષોને તે ખેદકારક પ્રસંગનો મૂર્ચ્છાભાવે ખેદ કરવો તે માત્ર કર્મબંધનો હેતુ ભાસે છે, અને વૈરાગ્યરૂપ ખેદથી કર્મસંગની નિવૃત્તિ ભાસે છે, અને તે સત્ય છે, મૂર્ચ્છાભાવે ખેદ કર્યાથી પણ જે સંબંધીનો વિયોગ થયો છે તેની પ્રાપ્તિ થતી નથી, અને જે મૂર્ચ્છા થાય છે તે પણ અવિચારદશાનું ફળ છે એમ વિચારી વિચારવાન પુરુષો તે મૂર્ચ્છાભાવ પ્રત્યયિ ખેદને શમાવે છે, અથવા ઘણું કરીને તેવો ખેદ તેમને થતો નથી કોઈ રીતે તેવા ખેદનું હિતકારીપણું દેખાતું નથી, અને બનેલો પ્રસંગ ખેદનું નિમિત્ત છે, એટલે તેવે અવસરે વિચારવાન પુરુષોને, જીવને હિતકારી એવો ખેદ ઉત્પન્ન થાય છે. સર્વસંગનું અશરણપણું, અબંધવપણું, અનિત્યપણું અને તુચ્છપણું, તેમજ અન્યત્વપણું દેખીને પોતાને વિશેષ પ્રતિબોધ થાય છે કે 'હે જીવ! તારે ત્રિષે કંઈ પણ આ સંસારને વિષે ઉદયાદિ ભાવે પણ મૂર્ચ્છા વર્તતી હોય તો તે ત્યાગ કર, ત્યાગ કર તે મૂર્ચ્છાનું કંઈ ફળ નથી, તે સંસારમાં ક્યારેય પણ શરણત્વાદિપણું પ્રાપ્ત થવું નથી, અને અવિચારીપણા વિના તે સંસારને વિષે મોહ થવા યોગ્ય નથી, જે મોહ અનંત જન્મમરણનો અને પ્રત્યક્ષ ખેદનો હેતુ છે; દુઃખ અને ક્લેશનું બીજ છે તેને શાંત કર, તેનો

ક્ષય કર. હે જીવ ! એ વિના બીજો કોઇ હિતકારી ઉપાય નથી.' એ વગેરે ભાવિતાત્મતાથી વૈરાગ્યને શુદ્ધ અને નિશ્ચળ કરે છે. જે કોઇ જીવ યથાર્થ વિચારથી જુએ છે તેને આ જ પ્રકારે ભાસે છે.

આ જીવને દેહસબધ હોઇને મૃત્યુ ન હોત તો આ સંસાર સિવાય બીજે તેની વૃત્તિ જોડાવાનો અભિપ્રાય થાત નહીં. મુખ્યકરીને મૃત્યુને ભયે પરમાર્થરૂપ બીજે સ્થાનકે વૃત્તિ પ્રેરી છે, તે પણ કોઇક વીરલા જીવને પ્રેરિત થઇ છે. ઘણા જીવોને તે બાહ્ય નિમિત્તથી મૃત્યુભય પરથી બાહ્ય ક્ષણિક વૈરાગ્ય પ્રાપ્ત થઈ વિશેષ કાર્યકારી થયા વિના નાશ પામે છે. માત્ર કોઇક વિચારવાન અથવા સુલભબોધી કે હળુ-કર્મી જીવને તે ભય પરથી અવિનાશી, નિ:શ્રેય સત્ પદ પ્રત્યે વૃત્તિ થાય છે.

મૃત્યુભય હોત તો પણ તે મૃત્યુ વૃદ્ધાવસ્થાએ નિયમિત પ્રાપ્ત થતું હોત તો પણ જેટલા પૂર્વે વિચારવાનો થયા છે તેટલા ન થાત; અર્થાત્ વૃદ્ધાવસ્થા સુધી તો મૃત્યુનો ભય નથી એમ દેખીને પ્રમાદસહિત વર્તત. મૃત્યુનુ અવશ્ય આવવું દેખીને તથા તેનુ અનિયમિતપણે આવવુ દેખીને, તે પ્રસગ પ્રાપ્ત થયે, સ્વજનાદિ સૌથી અરક્ષણપણું દેખીને પરમાર્થ વિચારવામા અપ્રમત્તપણુ જ હિતકારી લાગ્યુ અને સર્વ સગનું અહિતકારીપણુ લાગ્યુ. વિચારવાન પુરુષોને તે નિશ્ચય નિ સદેહ સત્ય છે, ત્રણે કાળ સત્ય છે. મૂર્છાભાવનો ખેદ ત્યાગીને અસગ ભાવ પ્રત્યયિ ખેદ વિચારવાનને કર્ત્તવ્ય છે.

જો આ સંસારને વિષે આવા પ્રસંગોનો સભવ ન હોત, પોતાને અથવા પરને તેવા પ્રસગની અપ્રાપ્તિ દેખાતી હોત, અશરણાદિપણું ન હોત તો પંચ વિષયનાં સુખસાધનનુ કશું

ન્યૂનપણું પ્રાયે નહોતું એવા શ્રી ઋષભદેવ આદિ પરમ પુરુષો અને ભરત આદિ ચક્રવર્તીઓ તેનો શા કારણે ત્યાગ કરત ? એકાંત અસંગપણું શા કારણે ભજત ?

હે આર્ય માણેકચંદ આદિ ! યથાર્થ વિચારના ઓછા-પણાને લીધે, પુત્રાદિ ભાવની કલ્પના અને મૂર્ચ્છાને લીધે તમને કંઇ પણ ખેદવિશેષ પ્રાપ્ત થવો સંભવિત છે તો પણ તે ખેદનું બેયને કંઇ પણ હિતકારી ફળ નહી હોવાથી હિતકારી-પણું માત્ર અસંગવિચાર વિના કોઇ અન્ય ઉપાયે નથી એમ વિચારી, થતો ખેદ યથાશકિત વિચારથી, જ્ઞાની પુરુષોના વચનામૃતથી તથા સાધુ પુરુષના આશ્રય, સમાગમાદિથી અને વિરતિથી ઉપશાંત કરવો, એ જ કર્તવ્ય છે.

---

વવાણીઆ માગશર સુદ ૬ ગુરુ, ૧૯૫૩.

શ્રી માણેકચંદનો દેહ છૂટવા સંબંધી ખબર જાણ્યા

સર્વ દેહધારી જીવો મરણ પાસે શરણ રહિત છે. માત્ર તે દેહનુ યથાર્થ સ્વરૂપ પ્રથમથી જાણી તેનુ મમત્વ છેદીને નિજ સ્થિરતાને અથવા જ્ઞાનીના માર્ગની યથાર્થ પ્રતીતિને પામ્યા છે, તે જ જીવો મરણ કાળે શરણ રહિત છતા ઘણુંકરીને ફરી દેહ ધારણ કરતા નથી; અથવા મરણ કાળે દેહના મમત્વભાવનુ અલ્પત્વ હોવાથી પણ નિર્ભય વર્તે છે દેહ છૂટવાના કાળ અનિયત હોવાથી વિચારવાન પુરુષો અપ્રમાદપણે પ્રથમથી જ તેનુ મમત્વ નિવૃત્ત કર-વાનો અવિરુદ્ધ ઉપાય સાધે છે અને એ જ તમારે, અમારે સૌએ લક્ષ રાખવા યોગ્ય છે પ્રીતિબંધનથી ખેદ થવા યોગ્ય છે, તથાપિ એમા બીજો કોઈ ઉપાય નહિ હોવાથી તે

ખેદને વૈરાગ્યસ્વરૂપમાં પરિણમન કરવો, એ જ વિચારવાનને કર્તવ્ય છે.

---

મુંબઈ, જેઠ વદ ૧૨ શનિ, ૧૯૫૩.

શ્રી ત્ર્યંબક આદિ — સાયલા.

આર્ય શ્રી સોભાગના જેષ્ઠ વદ ૧૦, ગુરુવારે સવારે કલાક ૧૦ ને ૫૦ મિનિટે દેહ મૂકયાના સમાચાર વાંચી ઘણો ખેદ થયો છે. જેમ જેમ તેમના અદ્ભુત ગુણો પ્રત્યે દૃષ્ટિ જાય છે, તેમ તેમ અધિક અધિક ખેદ થાય છે

જીવને દેહનો સબધ એ જ રીતે છે, તેમ છતાં પણ અનાદિથી તે દેહને ત્યાગતાં જીવ ખેદ પામ્યા કરે છે અને તેમા દૃઢ મોહથી એકપણાની પેઠે વર્તે છે. જન્મ-મરણાદિ સંસારનુ મુખ્ય બીજ એ જ છે શ્રી સોભાગે તેવા દેહને ત્યાગતા, મોટા મુનિઓને દુર્લભ એવી નિશ્ચય અસગતાથી નિજ ઉપયોગમય દશા રાખીને અપૂર્વ હિત કર્યું છે, એમા સશય નથી

× × × ×

તેમના તમારા પ્રત્યેના સસારી વડીલપણાનો ખેદ વિસ્મરણ કરી, તેમણે તમારા સર્વ પ્રત્યે જે પરમ ઉપકાર કર્યો હોય તથા તેમના ગુણોનુ જે જે અદ્ભુતપણુ તમને ભાસ્યુ હોય, તેને વારવાર સભારી, તે પુરુષનો વિયોગ થયો તેનો અતરમાં ખેદ રાખી તેમણે આરાધવા યોગ્ય જે જે વચનો કહ્યાં હોય તેનુ સ્મરણ આણી, તેમા આત્માને પ્રેરવો એમ તમો સર્વ પ્રત્યે વિનતિ છે.

× × × ×

મોહે કરી જે સમયે ખેદ થાય તે સમયે પણ તેમના

ગુણોનું અદ્દભુતપણું સ્મરણમાં આણી, મોહથી થતો ખેદ સમાવીને ગુણોના અદ્દભુતપણાનો વિરહ થયો તે પ્રકારમાં તે પ્રવર્તાવવો યોગ્ય છે

× × ×

ધીરજથી સર્વેએ ખેદ સમાવવો અને તેમના અદ્દભુત ગુણોનો અને ઉપકારી વચનોનો આશ્રય કરવો યોગ્ય છે.

સંસારનું સ્વરૂપ સ્પષ્ટ જેણે જાણ્યું છે, તેને તે સંસારના પદાર્થની પ્રાપ્તિથી કે અપ્રાપ્તિથી હર્ષ, શોક થવા યોગ્ય નથી તો પણ એમ જણાય છે કે, સત્પુરુષના સમાગમની પ્રાપ્તિથી કંઈપણ હર્ષ અને તેમના વિયોગથી કંઈપણ ખેદ અમુક ગુણસ્થાન સુધી તેમને પણ થવા યોગ્ય છે.

'આત્મસિદ્ધિ' ગ્રંથ વિચારવાની ઇચ્છા હોય તો વિચારશો, પણ તે પહેલા કેટલાક વચનો અને સદ્દગ્રંથો વિચારવાનું બનશે તો 'આત્મસિદ્ધિ' બળવાન ઉપકારનો હેતુ થશે એમ લાગે છે

---

અમારા ચિત્તમા તો એમ આવે છે કે મુમુક્ષુ જીવને આ કાળને વિષે સંસારની પ્રતિકૂળ દશાઓ પ્રાપ્ત થવી તે તેને સંસારથી તરવા બરાબર છે. અનંતકાળથી અભ્યાસેલો એવો આ સંસાર સ્પષ્ટ વિચારવાનો વખત પ્રતિકૂળ પ્રસંગે વિશેષ હોય છે, એ વાત નિશ્ચય કરવા યોગ્ય છે

પ્રતિકૂળ પ્રસંગ જો સમતાએ વેદવામાં આવે તો જીવને નિર્વાણ [મુક્તિ] સમીપનું સાધન છે; વ્યાવહારિક પ્રસંગોનું નિત્ય ચિત્રવિચિત્રપણું છે. માત્ર કલ્પનાએ તેમાં સુખ અને કલ્પનાએ દુઃખ એવી તેની સ્થિતિ છે. અનુકૂળ કલ્પનાએ અનુકૂળ ભાસે છે, પ્રતિકૂળ કલ્પનાએ તે પ્રતિકૂળ ભાસે છે. અને

જ્ઞાની પુરુષે તે એય કલ્પના કરવાની ના કહી છે.

વિચારવાનને શોચ ઘટે નહીં એમ તીર્થંકર કહેતા હતા.

---

## " નવ કાળ મૂકે કોઇને "

### ( હરિગીત છંદ )

મોતી તણી માળા ગળામાં મુલ્યવંતી મલકતી,
 હીરા તણા શુભ હારથી બહુ કંઠકાંતિ ઝળકતી;
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઇને,
 જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૧.

મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડળ નાખતા,
 કાંચનકડા કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
પળમા પડયા પૃથ્વીપતિ એ ભાન ભૂતળ ખોઇને,
 જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૨.

દશ આંગળીમાં માંગલિક મુદ્રા જડિત માણિકયથી,
 જે પરમ પ્રેમે પે'રતા પોંચી કળા બારીકથી,
એ વેઢ વીંટી સર્વ છોડી ચાલિયા મુખ ધોઇને,
 જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૩

મુછ વાંકડી કરી ફાંકડા થઇ લીંબુ ધરતા તે પરે,
 કાપેલ રાખી કાતરા હરકોઇનાં હૈયાં હરે;
એ સાંકડીમાં આવિયા છટકયા તજી સહુ સોઇને,
 જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૪.

છો ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યાં,
 બ્રહ્માંડમાં બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઇને,
 જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૫.

જે રાજનીતિ નિપુણતામાં ન્યાયવંતા નિવડયા,
અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડયા;
એ ભાગ્યશાળી ભાગિયા ખટપટો સૌ ખોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૬.

તરવાર બહાદુર ટેક ધારી પૂર્ણતામાં પેખિયા,
હાથી હણે હાથે કરી એ કેસરી સમ દેખિયા;
એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૭.

---

ઇડર, માર્ગશીર્ષ વદ ૦)) ગુરુ ૧૯૫૫.

યથાર્થ જોઇએ તો શરીર એ જ વેદનાની મુર્તિ છે. સમયે–સમયે જીવ તે દ્વારા વેદના જ વેદે છે કવચિત્ શાતા અને પ્રાયે અશાતા જ વેદે છે. માનસિક અશાતાનું મુખ્યપણુ છતા તે સૂક્ષ્મ દષ્ટિવાનને જણાય છે. શારીરિક અશાતાનું મુખ્યપણુ સ્થૂળ દૃષ્ટિવાનને પણ જણાય છે. જે વેદના પૂર્વે સુદૃઢ બંધથી જીવે બધન કરી છે, તે વેદના ઉદય સંપ્રાપ્ત થતાં ઇદ્ર, ચંદ્ર, નાગેદ્ર કે જિનેંદ્ર પણ રોકવાને સમર્થ નથી. તેનો ઉદય વેદવો જ જોઇએ. અજ્ઞાનદષ્ટિ જીવો ખેદથી વેદે તો પણ કંઇ તે વેદના ઘટતી નથી કે જતી રહેતી નથી. સદ્દષ્ટિવાન જીવો શાતભાવે વેદે તો તેથી વેદના વધી જતી નથી પણ નવીન બંધનો હેતુ થતી નથી. પૂર્વની, બળવાન નિર્જરા થાય છે. આત્માર્થીને એ જ કર્તવ્ય છે, કે 'હુ શરીર નથી પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું, તેમ નિત્ય શાશ્વત છું, આ વેદના માત્ર પૂર્વ કર્મની છે, પણ મારૂ સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી, માટે મારે ખેદ કર્તવ્ય જ નથી'–એમ આત્માનુ અનુપ્રેક્ષન હોય છે.

---

મુંબઇ, બીજા અષાડ વદ ૧૦, ૧૯૪૯

શારીરિક વેદનાને દેહનો ધર્મ જાણી અને બાંધેલાં એવાં કર્મોનું ફળ જાણી સમ્યક્ પ્રકારે અહિયાસવા યોગ્ય છે. ઘણીવાર શારીરિક વેદનાનું ફળ વિશેષ વર્ત્તતુ હોય છે, ત્યારે ઉપર જે કહ્યો છે તે સમ્યક્ પ્રકાર રૂડા જીવોને પણ સ્થિર રહેવો કઠણ થાય છે, તથાપિ હૃદયને વિષે વારવાર તે વાતનો વિચાર કરતાં અને આત્માને નિત્ય અછેદ્ય, અભેદ્ય, જરા, મરણાદિ ધર્મથી રહિત ભાવતાં, વિચારતા કેટલીક રીતે તે સમ્યક્ પ્રકારનો નિશ્ચય આવે છે મોટા પુરુષોએ અહિયાસેલા એવા ઉપસર્ગ તથા પરિષહના પ્રસગોની જીવમા સ્મૃતિ કરી તે વિષે તેમનો રહેલો અખડ નિશ્ચય તે ફરી ફરી હૃદયમા સ્થિર કરવા યોગ્ય જાણવાથી જીવને તે સમ્યક્ પરિણામ ફળિભૂત થય છે. અને વેદના, વેદનાના ક્ષયકાળે નિવૃત્ત થયે ફરી તે વેદના કોઇ કર્મોનું કારણ થતી નથી વ્યાધિરહિત શરીર હોય તેવા સમયમા જીવે જો તેનાથી પોતાનુ જૂદાપણુ જાણી, તેનું અનિત્યાદિ સ્વરૂપ જાણી તે પ્રત્યેથી મોહ મમત્વાદિ ત્યાગ્યા હોય તો તે મોટુ શ્રેય છે; તથાપિ તેમ ન બન્યુ હોય તો કઈ પણ વ્યાધિ ઉત્પન્ન થયે તેવી ભાવના ભાવતાં જીવને નિશ્ચળ એવુ ઘણુ કરી, કર્મબધન થતુ નથી અને મહાવ્યાધિની ઉત્પત્તિકાળે તો દેહનુ મમત્વ જીવે જરૂર ત્યાગી, જ્ઞાની પુરુષના માર્ગની વિચારણાએ વર્ત્તવુ, એ રૂડો ઉપાય છે. જો કે દેહનું તેવુ મમત્વ ત્યાગવુ કે ઓછુ કરવુ એ મહાદુષ્કર વાત છે, તથાપિ જેનો તેમ કરવા નિશ્ચય છે તે વહેલે-મોડે ફળિભૂત થાય છે.

इति शुभम् ॥